# THE STUDENT'S MANUAL.

BY

MANISHANKAR PRABHURÁM PANDIT.

# विद्यार्थिने वास्ते सारसंग्रह.

રેવરંડ જોન ટોડ કૃત અંગ્રેજી પુસ્તક ઉપરથી

રચનાર

**મણીશંકર પ્રભુરામ પંડિત.**



**અમદાવાદ:**

નાડીઆમાં હિતેચ્છુ પ્રેસમાં જેસિંગ મૂળજીએ છાપી.

ઈ. સ. ૧૮૮૭.

સંવત ૧૯૪૩.

કીમત છ આના (*Six annas.*)

## છપ્પય.

શ્રમથી થાએ સાધ્ય, દ્રવ્ય પ્રાપ્તિ ભલી ભાતે;
શ્રમથી થાએ સાધ્ય, કઠિણ વિદ્યા સુખદા જે;
શ્રમથી થાએ સાધ્ય, કળા જે ઉંચી ગણાએ;
ગાયન નૃત્ય સુકાવ્ય, ચિત્ર શ્રમથીજ સધાએ;
શ્રમથી અસાધ્ય કશું નહીં, પ્રભુ પ્રસાદ જો ઉર ઠરે;
સાધિ સ્વાર્થ પરમારથે, ઇશ યશની વૃદ્ધિ કરે.

# विद्यार्थिने वास्ते सारसंग्रह.

## પ્રકરણ ૧ લું

### અભ્યાસનો હેતુ.

માણસનું મન એ અનાદિ ઈશ્વરની અગાધ શકિત અને અકળ કળા સંપૂર્ણ રીતે દર્શાવે છે. તેને આ લોકમાં કેળવીને વધારે ઊંચી સ્થિતિને યોગ્ય કરવું જોઈએ. એ કેળવણીનો હેતુ એવો છે કે એથી આત્મા પોતાના ધર્મ આ લોકમાં રૂડી રીતે બજાવવાને અને પરલોકનાં સુખની આશા પાકી કરવાને શકિતમાન થાય. એ હેતુને માટે ઉત્તેજન, શિખામણ અને આજ્ઞા એની જરૂર પડે છે; એ વિના ઘણું કરીને પોતાનું કામ પાર પાડવાને થોડાકજ શકિતમાન થાય છે અને તેનું કારણ મને તો એવું લાગે છે કે અવશ્યનો અનુભવ મેળવવા જતાં વિદ્યાર્થિઓનો ઘણો સમય અકારથ જાય છે. જ્યારે હું મારી વિદ્યાર્થિની સ્થિતિ ભણી પાછો લક્ષ લઈ જોઉં છું ત્યારે મને માલમ પડે છે કે ફલાણી વાતમાં મેં ખોટું પગલું ભર્યું અને ફલાણી બાબતમાં મેં ભૂલ કીધી, ફલાણી વાતમાં મેં અમુલ્ય સંધિ જવા દીધી અને ફલાણી બાબતમાં મેં ખોટો વ્હેમ ખાધો; અને જ્યારે હું પ્રસંગ પરત્વે પાઠશાળા પાસે થઈને જોઉં છું ત્યારે મારા વર્તમાન અનુભવ સહિત ત્યાં જવાને હું શકિતમાન નથી એવા વિચારથી મને ખેદ થાય

છે. વળી મને એવું ભાન થાય છે કે જેવું પુસ્તક હું હમણાં લખવાનું પ્રયત્ન કરૂં છું તેવું પુસ્તક જો તે સમયે મારા હાથમાં આવ્યું હોત તો તેથી મને અતુલ્ય લાભ થાત.

સુજ્ઞ વાંચનારને મારી વિનંતિ છે જે તેણે આટલું લક્ષમાં રાખવું કે આ પુસ્તક લખવામાં મારો હેતુ તેને ઉપયોગી સૂચના અને શિખામણ આપવાનો છે.

વિદ્યાર્થિની સ્થિતિમાં જે માણસ વિષે જેવો મત બંધાઇ જાયછે તેવો તેનાં જીવતર પર્યંત રહેછે. તરુણ જનોના મનમાં એક બીજાને વિષે જે વિચાર ઠસી જાય છે તે પછી કોઇ પ્રકારે નિકળી શકતા નથી. તેઓ એક બીજાને બીજવવાને જે નામ આપે છે તેમાં પણ જેની જેની બીજ પાડવામાં આવે છે તેનામાં કંઇ તેવો ગુણ રહેલો હોય છે અને તે પાછળથી વિસારે પડતો નથી. તેની નીતિ સંબંધી અને બુદ્ધિ સંબંધી જેવી વર્તણુક તરુણપણામાં હોય છે તેવી વર્તણુક પ્રમાણે તેના સોબતીઓ તેની આખી જિંદગાની સુધીમાં તે જે જે કામ કરે તે વિષે પોતાનો મત બાંધેછે. જો તે એ સમયે અતડો કે આળસુ કે વ્યસની હોયછે તો તેનું નામ અતડામાં કે આળસુમાં કે વ્યસનીમાં છપાઇ જાય છે અને પછી તે મળતાવડો કે ઉદ્યોગી કે નીતિમાન થાયછે તોપણ તે છાપ ભુંસાતી નથી. કોઇ કેળવણી પામેલા પુરૂષને તેના અમુક સોબતીની ચાલચલગત વિષે તમે પ્રશ્ન કરશો તો તે તરત પોતાની અને તેની વિદ્યાર્થિની સ્થિતિના સમય ભણી લક્ષ લઇ જઇ પોતાનો અભીપ્રાય આપશે. એ રીતે તેની વર્તણુક સંબંધી પ્રત્યેક ખામીની વાત જ્યાં જ્યાં તેના સોબતીઓ હશે ત્યાં ત્યાં પસરશે અને પ્રસિદ્ધ થશે.

વિદ્યાર્થિની સ્થિતિમાં તમે સંસારથી વિરક્ત થયા છો અને જે વિશેષ સુલક્ષણ તમારામાં હોય તે દર્શાવવાની

અને જન-મંડળને ઉપયોગી થઈ પડવાની જોખમદારી તમારે શિર નથી એવું તમારે ધારવું એ ભૂલ ભરેલું છે; કેમકે એ સમયે તો તમારી પ્રકૃતિ બંધાતી જાય છે. જો એ અરસામાં તમે આળસુ અને ઢંગઢાળ વિનાના હો તો તમે પાછળથી ભારે ભારે પુસ્તક રચો તોપણ તમારો સોબતી તો તમને તેમાંએ આળસુ અને ઢંગઢાળ વગરના દેખશે અને એ રીતે તમારા ગ્રંથની તોલના કરશે.

બેશક હાલમાં ઘણા જણ કેળવણી લે છે પણ તે બધાજ કુશલતાને પામવાના એમ કહેવાય નહીં. કેટલાએકમાં તન, મન કે ધનને સંબંધે એ સ્થિતિમાં આવવાની શક્તિ નહીં હોય પણ કેટલાએક એવા એ છે કે જો તેઓ તન દઈને શ્રમ લે તો કુશલતા સંપાદાન કરી શકે. પરંતુ શ્રમ કેવી રીતનો કરવો તેની તેમને જાણ નથી; તેઓ લાલચથી અને ભયથી વીંટળાઇ રહ્યાછે અને તેથી તેઓ આશા અને બ્હીક, દૃઢતા અને દગદગો એથી મુઝાઇ રહે છે. આ પુસ્તક એવા જનને માટે રચવામાં આવેલું છે; અને તેમના પ્રતિ મારી એવી વિનંતિ છે કે તેમણે આ ચોપડી પૂરેપૂરી વાંચ્યા વિના અને તે ઉપર બરાબર વિચાર કર્યા વિના આઘી મુકી દેવી નહીં. મારૂં લખાણ કોઈ કોઈ ઠેકાણે નિરસ જેવું જણાશે પણ તેથી તે ઓછું હિતકારક ઠરશે નહીં.

તમે ગમે તેટલા વિદ્વાન, ઉદ્યોગી અને કીર્તિમાન પુરૂષ સાથે સંભાષણ કરશો તો તેનાં બોલવામાં પણ એવો ભાવ રહેલો જણાશે કે એને પોતાનો જે સમય એળે ગયેલો તેને માટે અને પોતે જે સંધિઓ ઝડપી લેવામાં ગફલત કરેલી તેને માટે દીલગીરી થાય છે; કેમકે જો એનાથી તે સમયનો અને તે સંધિઓનો યોગ્ય લાભ લેવાયો

હોત તો એ વધારે જ્ઞાન સંપાદન કરીને જન-મંડળને વધારે ઉપયોગી થઇ પડત. આપણી પહેલાંના કાળમાં જે જે મહાન પુરૂષો થઇ ગયા છે તેઓ આપણે વાસ્તે જ્ઞાન રૂપી કોષ મુકી ગયા છે અને તે થોડે શ્રમ વધારે લાભ આપે એવો છે. પોતાને માથે ખોસવાને નવું પીછું મળેથી રાજી થનારા જંગલી માણસમાં અને ભાસ્કરાચાર્ય જેવા બુદ્ધિમાન પુરૂષમાં કેટલો બધો તફાવત છે! અને એ તફાવતનું કારણ શું? જંગલી માણસમાં પણ મન રહેલું છે; તે પ્રેરણા શક્તિની બાબતમાં જંગલી જાનવર કરતાં ચઢીયાતો ઠરે પરંતુ તેનો આત્મા તો સંગેમરમરના થાંભલા જેવો છે; તેમાં સુંદર મૂર્તિની સામગ્રી છે પણ તેને સલાટનાં ટાંકણાંનો લાભ મળ્યો નથી.—તેનું મન કેળવણી અને અભ્યાસથી ઓપ પામ્યું નથી, અને તેથી મહાન પુરૂષનાં મનના મુકાબલામાં તે જંગલનાં નખી જાનવરની પેઠે માત્ર જોર અને ગુસ્સો જણાવે છે.

સઘળાં માણસના આત્મા સ્વાભાવિક રીતે સરખા છે કે નહીં એ બાબતનો આ પ્રસંગે દલીલ બતાવી તોડ કાઢવાની જરૂર જણાતી નથી; અને કદાપિ આપણે એમ કરવા જઇએ તો તે ઉપયોગી માલમ પડે નહીં. પરંતુ આટલું તો કહી શકાય છે ખરૂં કે પ્રત્યેક માણસમાં એક વાતે તો એક્કો કહેવડાવવાની શક્તિ રહેલી છે. તમે ગણીતશાસ્ત્રમાં કે ગ્રંથ ગુંથવાની કે સુભાષિત ભાષણ કરવાની કળામાં સર્વોત્તમ ઠરો નહીં પણ મને એમ તો લાગે છે કે આ પુસ્તક વાંચનારમાંનો દરેક જણ એક અમુક બાબતમાં તો ઉત્તમ કહેવડાવવાને શક્તિમાન છે,—જો તે તન દઇ પોતાનામાં રહેલી ખાસ શક્તિની ખીલાવટ કરે તો.

તરૂણ જનને બુદ્ધિમાનમાં ગણાવવાની ઘણી હોંસ

હોય છે અને તેઓ એમ માને છે કે શ્રમ અને આગ્રહ એ બુદ્ધિનાં ચિન્હ નથી; પરંતુ ખરેખરા બુદ્ધિશાળી પુરૂષો તો વિનયથી કહે છે કે તેમનાં અને બીજાનાં મન વચ્ચે એકજ મ્હોટો તફાવત છે, અને તે એ કે તેમનામાં બીજાના કરતાં ધૈર્ય વધારે છે. તમારૂં મન સારૂં હોય, તમારી ન્યાયશક્તિ પાકી હોય, તમારી કલ્પના શક્તિ પાણીદાર હોય અને તમારી ગ્રહણશક્તિ વિસ્તીર્ણ હોય તો પણ આટલું નક્કી માનજો કે તેથી તમે આગ્રહયુક્ત અભ્યાસ વિના પ્રસિદ્ધિને પામશો નહીં. તમને ઉત્તેજન આપનારા મિત્ર છે; તમને સહાયતા આપવાને પુસ્તકો અને શિક્ષકો છે; તથાપી તમારાં મનને નિયમયુક્ત કરવું અને કેળવવું એતો તમારૂં પોતાનુંજ કામ છે અને તે ધીરજથી શ્રમ કર્યાવગર સાધ્ય થતું નથી.

૫. સિદ્ધિક મહાસાગરમાં જે સુંદર ટાપુઓ છે તે એમાંથી નાનાં પરવાળાંનાં જંતુએ પેદા કીધા છે. એ જંતુ દરેક વખત રેતીનો એકેકો દાણો મુકે છે અને એ ક્રિયા ચાલુ રહેવાથી રેતીના ઢગ બને છે અને તેમાંથી ટાપુની ઉત્પત્તિ થાય છે. મનુષ્ય જાતના પ્રયત્ન વિષે પણ એમજ છે. મનુષ્ય મનના મહાન પરિણામ નાના નાના પણ જાથુના પ્રયત્નથી નિપજ્યા છે.

મનને સ્થિર રાખતાં શિખવું એ કેળવણીનો મુખ્ય અને મ્હોટો હેતુ છે. તેની સ્વાભાવિક સ્થિતિમાં મન રાની ટટ્ટુ જેવું જંગલી અને બેહદ નહીં એવું હોય છે. પોતાનાં મનને એક વિચારથી દૃઢ કર્યું ન હોય એવો કોઇ માણસ જો એકાદો વિષય લઇ તે વિષે વિચાર કરવા બેસે તો તેનો પરિણામ એવો થાય કે તેનાથી પોતાના વિચાર એ વિષય ઉપર સ્થિર રાખી શકાય નહીં. ત્યારે તમારી વિદ્યા-

ર્થિની સ્થિતિના સમયમાં તમારે ઘણી માહીતી મળવી રાખવી એ અગત્યનું નથી. વાંચન વિષેનાં પ્રકરણમાં વાંચેલું મનમાં ઠસી રહે એ સંબંધી હું કેટલીએક સૂચના આપીશ. પ્રથમતઃ તમારે તમારાં મનને તે આગળ જતાં જિંદગાની પર્યંત ઉપયોગી જ્ઞાન ગ્રહણ કરવાને યોગ્ય થાય એવું બનાવવું જોઇએ.

તમારે જિવતર પર્યંત સુધરવાની ધારણા રાખવી; અને એટલા માટે તમારે પ્રથમથી અભ્યાસ કરવાની અને એ અભ્યાસનો હિતકારક રીતે ઉપયોગ કરવાની ટેવ પાડવી.

સહુથી પ્હેલાં તમારે તમારૂં ધ્યાન તમારા અભ્યાસ ઉપર સ્થિર રાખવાને શક્તિમાન થવું જોઇએ. જેણે એ સાધ્ય કર્યું તેણે ઘણી અને મ્હોટી હરકતો ઉપર જય મળવ્યો એમ સમજવું; અને જેનાથી એ સાધ્ય થયું નહીં તે કોઇ પણ પ્રકારના અભ્યાસમાં જય પામવાનો નહીં. ધ્યાનની એકાગ્રતાથી જે અભ્યાસ આપણે કરતા હોઇએ તેમાંજ આપણું મન નિમગ્ન થઇ જાય છે. જો તમને તમારા મનોવિકારને આધીન થવાની ટેવ હશે તો તમારૂં ધ્યાન તમારાથી કદિ દૃઢ કરી શકાશે નહીં. જે માણસ મનસ્વિ ઇચ્છાને અને મનોવિકારને આધીન હોય છે તેનાથી પોતાના ધર્મ બરાબર નિયમપૂર્વક બજાવાઇ શકાતા નથી. જેને બ્હારની સત્તા ઉપર શ્રેષ્ટતા સંપાદન કરવી હોય તેણે પ્રથમ પોતાનાજ મનોવિકારનો પરાજય કરવો જોઇએ. કેટલાએક છોકરા એકાદો મ્હોટો દાખલો ગણતાં ગણતાં ભૂલ પડવાથી રહીડિયું મ્હો કરી ગણેલા આંકડા ભૂસી નાખે છે અને ફરી પાછી ગણત્રિ કરવા માંડે છે તથી કંટાળી ગયલા જેવા જણાયછે તેનું કારણ શું? તેનું કારણ એજ કે તેઓ પોતાનો લક્ષ સ્થિર રાખતાં શિખ્યા નથી.

તેઓ દાખલા ગણવાની શિરૂઆતમાં તો બરાબર આંકડા મુકેછે પણ એટલામાં કંઇ નવો વિચાર તેમના મનમાં પેદા થાય છે કે કંઇ નવો પદાર્થ તેમની દૃષ્ટીએ પડે છે એટલે તેમનું ધ્યાન દાખલો ગણવામાં ન રહેવાથી તેઓને ભૂલ પડેછે.

અભ્યાસમાં પોતાનું ધ્યાન સ્થિર ન રહેતાં આસપાસની વસ્તુ તથા બાબત ઊપર ભટકવા લાગ્યું ત્યારે સર્વોત્તમ સુભાષિત ભાષણ કર્તા પ્રસિદ્ધ યુનાની ડીમાસ્થિનીસે એક ઇલાજ શોધી કાઢયો: તેણે એક અંધારી ગુફામાં પેસીને અભ્યાસ કરવા માંડયો અને તેનો શ્રમ સફળ થયો. આપણે ઘણીખરી વાર જોઇએ છિએ કે જે માણસ ઓચિંતો દેખતો બંધ થાય છે તેનાં મનની સ્થિરતા અને તેને લીધે તેની વિચારશકિત તથા સ્મરણશકિત વૃધ્ધિ પામે છે. જે જગાએથી ઘણા દેખાવ નજરે પડતા હોય એવી જગામાં બેસીને છોકરાઓએ અભ્યાસ કરવો નહીં પણ તેમણે પોતાની ઓરડીમાં એક ઠેકાણે બેસીને અભ્યાસ કરવો જોઇએ.

ધૈર્યતા એ મનની સ્થિરતા જેવોજ અગત્યનો સુગુણ છે, અને એ જેનામાં ન હોય તેનું મન બરાબર કેળવાયલું ગણાય નહીં. ધૈર્ય અને ધ્યાનયુકત શ્રમ એ અભ્યાસમાં જય મેળવવાને અર્થે અવશ્યનાં છે એટલુંજ નહીં પણ તેઓ જય મળ્યા વિના રહેજ નહીં એવી પાકી બાંહ્યધરી આપે છે. જુવાન માણસ, પોતે કંઇ નવોજ રંગ મચાવવાને સમર્થ છે એવા ફાંકાના જોખમમાં હોયછે. તે જુસ્સાવાળો અને તેની સાથે હોસભર્યો અને આશભર્યો હોય છે તેથી તે એમ ધારે છે કે પોતે એકે સપાટે દુનિયામાં નામ કરવાને શકિતમાન છે. એવી ધારણા બંધાયાની સાથેજ તે પોતાને કીર્તિનાં શિખર ઉપર ઉભેલો અને બીજાને પાય ઉપર ચાલતા દેખે છે. એવા ભાસમાં ને ભાસમાંજ

લોકના થોક કંઇ રૂડું કામ કર્યા વિના પોતાની જિંદગાની ગુમાવી નાખે છે. તેઓ એવું જાણતા નથી કે લોકોપયોગી કાર્ય કરી પ્રસિદ્ધિ પામવાને ધ્યાન, શ્રમ અને ધીરજ એ અવશ્યનાં છે. પ્રત્યેક તરૂણજને આટલું તો અવશ્યમેવ લક્ષમાં રાખવું જોઇએ કે જેને આગળ જતાં મ્હોટાં રૂડાં કામ કરવાને સમર્થ થવું હોય—અને રૂડાં કામ કરવાં એ મનુષ્ય માત્રનો ધર્મ છે—તેણે પ્રથમ ધીરજ ધારી તે પ્રકારનાં ન્હાનાં કામ કરવાનો અભ્યાંસ પાડવો જોઇએ. તે મહાન પુરૂષ—તે નામાંકિત ખગોળ વિદ્યાવેત્તા—તે સર ઐઝાક ન્યુટન—જેણે પોતાના અભ્યાસના ઓરડામાં પાછાં આવીને જોયું તો પોતાના માનીતા નાના કુતરાએ મેજ ઊંધું પાડવાથી તે ઉપર મુકેલી દીવીને લીધે પોતે જે લખાણ કરવામાં ઘણાં વર્ષ સુધી શ્રમ લીધેલો તે લખાણનાં કાગળીયાં બળી ગયલાં દીઠાં અને એટલું છતાં શાન્તપણે કહ્યું કે "ડાયમન્ડ, તેં મને ભારે નુકસાન કર્યું છે," તેનો આત્મા ખરેખર મહાન હતો અને આ પ્રસંગે તેની મહાનતા તેનાં ધૈર્યમાં રહેલી હતી. કંઇપણ બડબડાટ કર્યા વગર તે ઘણા સમયના શ્રમથી ગુંથેલો ગ્રંથ પાછો નવેસરથી લખવા બેઠો. એ પુસ્તક પરિપૂર્ણ કરતાં સુધી તે જીવ્યો અને એથી વિદ્વાન મંડળ સાનંદાશ્ચર્ય પામ્યું. પણ એ રીતે આસન જમાવીને ઘણાં વરસ સુધી, નિત્ય શ્રમ કરવા જેટલી ધીરજ કેટલા થોડા જનમાં માલમ પડે છે! એ લક્ષણ સંપાદન કરવું એ કેળવણીનો ન્હાનો સુનો કે સુગમ. વિભાગ નથી.

વિદ્યાર્થિએ વિચાર કરતાં અને તે પ્રમાણે અમલ કરતાં શિખવું જોઇએ. કંઇપણ કામ રૂડી રીતે અને તમારી પોતાની સૂઝ પ્રમાણે કરવું એમાં બુદ્ધિનું તત્વ રહેલું છે. અર્ધું કેળવાયલું મન ઘણું કરીને "મીયાંને આંહે ચાંદ" એ

કહેવત પ્રમાણે વર્તે છે. એવી રીતે વર્તવાથી કંઇ લાભ થતો નથી તેનું કારણ એ છે કે કોઇ પણ મહાન પુરૂષનાં ઉત્તમ લક્ષણ ગ્રહણ કરવા કરતાં તેની ખામીઓની નકલ કરવી એ વધારે સહેલું હોવાને લીધે આપણને એ સેહેલી વાત ઝટ આવડી જાય છે. એ પ્રમાણે અંધની પેઠે બીજાની રાહે દોરાયાથી ઘણાએક જણે પોતાનામાં રહેલી ખાસ શક્તિઓનો લાભ ન લેતાં પોતાનું જીવતર અફળ ગાળ્યું છે. બીજા માણસના વિચાર અને તેમની રીત એ ગ્રહણ કરવાં તે અતિ સુગમ છે પરંતુ આટલું તો નક્કિ છે કે એ પ્રમાણે વર્તનાર કદિ મહાન થવા પામ્યા નથી. તમારે તમારાં ખાસ સુલક્ષણ અભ્યાસથી અને આગ્રહથી દર્શાવી આપવાને શક્તિમાન થવું જોઇએ, કેમકે ઇશ્વરની કૃપાથી પ્રત્યેક જનમાં કંઇ ખાસ શક્તિ રહેલીજ હોય છે અને જો તે તેનો યોગ્ય ઉપયોગ ન કરે તો એ તેનીજ ભૂલ છે.

અભ્યાસનો બીજો હેતુ એ છે જે તમારે તમારી ન્યાય શક્તિ પાકી કરવી જોઇએ કે તેથી તમારૂં મન જુદા જુદા મત અને વિચારનો કયાસ કરવાને અને તેમાંથી નિર્ણય કાઢવાને શક્તિમાન થાય. ન્યાયશક્તિ વિના તમારે કયાં પુસ્તક વાંચવાં જરૂરનાં છે અને કયાં પુસ્તક કોરાણે મુકવાં જોઇએ તે તમને સૂઝશે નહીં. કેટલાએક ઘણાજ મહેનતુ અને ઉદ્યોગી વાંચનારા આખી જિંદગાની સુધી વાંચ્યા વાંચ્ય કર્યાં કરે છે તો પણ તેમનાથી, તેમનામાં ન્યાયશક્તિ ન હોવાને લીધે, વાંચનમાંથી કંઇ લાભ પ્રાપ્ત કરી શકાતો નથી. તુંઓએ જે મત થોડા સમય ઉપર વાંચ્યો હોય છે તે ગમે તેટલો સાબીતી વિનાનો હોય છે તો પણ તમને ખરો ભાસે છે; તેઓએ જે પુસ્તક આજ દિવસ ઉપર વાંચ્યું હોય છે તે નિર્માલ હોય છે તોપણ તમને સાનંદાશ્ચર્યજનક લાગે

છે; તમ્નોને જે માણુસ સાથે નવું ઓળખાણુ થયું હોયછે તેને વિષે તમને થોડી જાણુ હોય છે તો પણુ તમ્નોને તે ઘણોજ ગુણુવાન માલમ પડે છે; અને એ રીતે તમ્નો ઘણી ઘણી નિરૂપયોગી બાબત ભણી પોતાનો લક્ષ લઇ જાય છે, પોતાનો શ્રમ નિષ્ફળ જવા દેછે અને પોતાનાં મનને કિંમતી જ્ઞાનની પ્રાપ્તિને માટે અયોગ્ય બનાવે છે. તમરે કેવી ટેવ પાડવી જોઇએ ને કેવી ટેવ ન પાડવી જોઇએ એ વિષેની તમને જાણુ હોવી એ કેળવણીનો અને અભ્યાસનો ઓછો અગત્યનો અંશ નથી. વિદ્યાર્થિની પહેલી ફરજ એ છે જે તેણે પોતાનું મન પોતે હવે પછી જે સામગ્રી એ-કઠી કરે તે સામગ્રીનો ઉપયોગ કરવાને યોગ્ય કરવું જોઇએ.

જગત ઉપર અસર કરનારૂં મ્હોટું શસ્ત્ર મન છે; અ-ને કસરત તથા ઉપયોગથી નિઃશંક રીતે સુધરતાં જતાં મન જેવું બીજું શસ્ત્ર કશું નથી. કેટલાએક એમ ધારે છે કે પોતાનાં મનની સઘળી શક્તિઓાને એકે સપાટે મેદાન મુકવી એ ઠીક નથી, પણુ જેમ સાધારણુ રીતે ઘોડાને ધીમે ધીમે અને સંભાળથી વાપરવામાં આવે છે તથા ઘણી જરૂરીયાતને પ્રસંગે વાડો પણુ કુદાવવાની ફરજ પડેછે તેમ શક્તિઓાનો ઉપયોગ કરવો જોઇએ. જો કોઇપણુ બાબ-તમાં મન ઘોડાનાં હાડકાં અને ઘોડાની સ્નાયુ જેવું હોય તો એ વિચાર વાજબી ઠરે, પણુ એમ નથીજ એટલે ઘણી ક-સરતથી મન બગડશે એવી બ્હીક રાખવી એ ભૂલ ભરેલુંછે. આજે જો તમે તમારાં મન પાસે ઘણામાં ઘણું કામ લેશો તો આવતી કાલે તેટલું કામ કરવાને તે વધારે યોગ્ય બનશે; અને એ પ્રમાણેનો અભ્યાસ જારી રાખવાથી તે તમારી નો-કરી જ્યારે જોઇએ ત્યારે બજાવવાને તત્પર રહેશે. પરંતુ આટલું યાદ રાખજો કે મનની ખરી કસરત તમી પાસે કોઇ

કોઈવાર ઘણું કામ લેવામાં રહેલી નથી પણ તેને જાથુનું કામ કરવાને ટેવાયલું રાખવામાં રહેલી છે. સંપૂર્ણ રીતે કેળવાયલું મન હોવું એટલે કોઈ આવશ્યકતાને પ્રસંગે તેની સઘળી શકિતઓને જાગૃત કરી દઈને મ્હોટા પરિણામ બતાવવાને શકિતમાન થવું એમ નથી, પણ તેની પાસે અમુક સમયમાં અમુક કામ લઈને તેમાંથી અમુક પરિણામ નિપજાવવાને હમેશાં સમર્થ થવું જોઈએ. જે માણસ મનને તેની મરજી પ્રમાણે કામ કરવાને ટેવે છે તે પોતાનાં જીવતર પર્યંત ઝાઝું કાર્ય કરી શકતો નથી.

મનુષ્ય-સ્વભાવનું જ્ઞાન મેળવવું એ કેળવણીનો ઘણો અગત્યનો વિભાગ છે. કેટલાએક જન એમ ધારેછે કે જેઓ જન-મંડળમાં ઘણા ફરે હરે છે તેઓજ માણસના મનનું હારદ વર્તિ શકે છે. હું કબુલ કરૂંછું કે એવા માણસને કામ કાજ કરવાની ઓટાપ સારી હોય છે, પણ અમુક કામ અમુક હેતુથી આદરવામાં આવ્યું છે એ જેવું વિદ્યાર્થિ પિછાની શકે છે તેવું તે પિછાની શકતો નથી. વિદ્યાર્થિ મનુષ્ય સ્વભાવનાં જે ધોરણ દેશ, કાળ અને સ્થિતિ પરત્વે પણ ફરતાં નથી તે ધોરણને અનુસારે કામ કરે છે. વગર કેળવાયલા માણસ કરતાં કેળવણી પામેલા માણસ લોકના આત્મા ઉપર ઉંડી અસર કરેછે તેનું કારણ એજ છે.

પોતાની જાત વિષે માહીતી મેળવવી એ, પણ અભ્યાસનો અગત્યનો હેતુ છે. કેટલાએક પુરૂષો મનની કેળવણીમાં લાંબો વખત ગાળ્યા વિના ઊંચી સ્થિતિએ ચ્હડયાછે અને તેમાં ટકી રહ્યાછે; પરંતુ ઘણા જણ તો પોતાની તોલના બીજાની સાથે બરાબર અને વારેવારે કરતા નથી તેથી પતરાજી ભરેલા રહે છે. તમે શું કરવાને શકિતમાન છો અને શું કરવાને શકિતમાન નથી એ તમારે અવશ્યમેવ જાણવું

જોઇએ; એટલા માટે ખાનગી કેળવણી કરતાં જાહેરાત કેળવણી વધારે પસંદ કરવા લાયક છે. જાહેરાત કેળવણીથી બીજા જનના સહવાસને લીધે તમારી બુદ્ધિ તીક્ષ્ણ થાયછે એટલુંજ નહીં પણ દૃઢ એ થાય છે અને તમ તમારી પોતાની શકિતના સંબંધમાં વિનયવાન થાઓ છો, કેમકે તમારાંથી ઊંચી પ્રતિની બુદ્ધિનાં અને ઊંચા પ્રકારના ગુણનાં માણસ તમારા અનુભવમાં આવે છે. અતિ આગ્રહની સાથે અભ્યાસ કરનારા વિદ્યાર્થિઓની સાથે ઘણાં વર્ષ સુધી અભ્યાસમાં સામેલ રહ્યા પછી જે માણસને એમ લાગે કે હું ઘણો ડાહ્યો છું કે અતિ મહાન પુરૂષછું તેનામાં કંઇ ખરી ખામી હોવી જોઇએ; કેમકે એવા જનના સહવાસમાં રહ્યાથી તેને માલમ પડવુંજ જોઇએ કે હજી તો તણે માત્ર સરસ્વતિ—મહાલયના દરવાજામાંજ પગ મુકયોછે—કે હજી તો તેણે જ્ઞાનનું વિસ્તીર્ણ ક્ષેત્ર કે જે ઇશ્વર રચિત સૃષ્ટિ જેવું અનહદછે તેના ઉપર દૃષ્ટિ કરી છે. ઘરખુણીઓ ઊંદર જે એમ ધારતો હતો કે એટલું ઘર એજ આખું જગત હતું તેને જ્યારે મેદાનમાંની ટેકરી ઉપર જઇને ઉભાં રહેવાનો યોગ આવ્યો ત્યારે દુનિયા તેના ધારવા કરતાં ઘણીજ મ્હોટી હતી એ જોઇને ત આશ્ચર્ય પામ્યો. પણ માણસે પોતાને વિષે બરાબર માહીતી મળવવી જોઇએ તેનું કારણ શું? તે પોતાને વિષે વધારે ઊંચો વિચાર બાંધે એમાં શી અડચણ? એ પ્રશ્નના ઉત્તરમાં કહેવાનું એટલુંજ કે જો તે પોતાની પૂંજી કરતાં વધારે ભારે હુંડિની હામી કરે તો ત સ્વિકાર પામેજ નહીં ને તેની હાંસી થાય. પ્રત્યેક મનુષ્યનાં અંતઃકરણમાં પતરાજીનો એટલો બધો વિભાગ રહેલો છે કે જો સામાં માણસનામાં કબુલ કર્યા વિના ચાલેજ નહીં એટલી બુદ્ધિ હોય છે તોજ તે એનામાં બુદ્ધિ રહેલી છે એવું કહે છે. એટલા માટે જો તમ

અભિમાની જનના વર્ગમાં દાખલ થઇ જાઓ તો તમે તમારૂં ઉપયોગીપણું ઓછું કરી નાંખો અને તમારાં સુખનો નાશ કરો. પોતાની પહોંચ કરતાં અધિક આગળ પડવા જનારા માણસનાં કરતાં તેના જેટલીજ બુદ્ધિ તથા ગુણવાળા વિનયવાન માણસ ઉપર મનુષ્ય જાત વધારે કરૂણાનો અને શુભેચ્છાનો ભાવ રાખશે. વિનય એ અભ્યાસથી પ્રાપ્ત કરેલાં સુજ્ઞાનનો પરિણામ છે.

સ્મરણશકિત એટલી બધી મુલ્યવાન છે કે તેને ખીલવવામાં જરા પણ ગફલતી રાખવી જોઇએ નહીં. જેનામાં વાંચેલું કે સાંભળેલું ઠસાવી રાખવાની—કદાપિ તેના તે શબ્દ નહીં પણ તે વિચાર અંતઃકરણમાં વજ્રલેપની પેઠે રાખી મુકવાની—શકિત હોય છે અને તેની સાથે તે વિચારની બરાબર તોલના કરવાને ન્યાય શકિત હોય છે તે ઇશ્વરકૃપાથી જગતમાં નવીન ઉપયોગી જ્ઞાનનો પ્રસાર કરવાને અને પ્રસિદ્ધ થવાને સમર્થ થયા વિના રહેતા નથીજ. સ્મરણશકિતને વધારે પુષ્ટ કરવા જતાં પોતાની નવીન વિચાર ઉત્પન્ન કરવાની શકિત નિર્માલ થઇ જાય એમ જાણી કેટલાએક તેમ કરતાં બહીએ છે પણ એ તેમની ભૂલ છે; કેમકે જો એમ હોય તો પછી આપણાથી પ્હેલાંના બુદ્ધિમાન અને જ્ઞાની પુરૂષના અનુભવયુકત મુલ્યવાન વિચારોનો પુસ્તકના રૂપમાં સંગ્રહ છે તે શા કામનો? એ સંગ્રહ એટલા માટેજ કરેલો છે કે આપણે તેનો ઉપયોગ કરીને જ્ઞાનના વિદેશમાં તેમના કરતાં આગળ વિચરીએ અને આપણા પછીના જમાનાને માટે એથી એ વધારે ઉપયોગી જ્ઞાનનો ભંડોળ મુકતા જઇએ. આપણા નવીન વિચારમાં પણ જેને વિષે કોઇવાર વિચાર કરવામાં આવ્યો ન હોય એવી વાત ભાગ્યેજ હોય છે. તરૂણાવસ્થામાં વાંચનમાં એક

પ્રકારનો તાજો આનંદ લાગે છે એમ કોણ જાણતું નથી? તરૂણજનને દુનિયા નવી જેવી લાગે છે; તે નવીન અને મોહકારક ક્ષેત્ર ઉપર ચાલેછે. પાકી વયે પ્હોંચ્યા પછી ઘણા જણને એમ કહેતા મેં ઘણીવાર સાંભળ્યાછે કે તરૂણપણમાં એકાદું પુસ્તક વાંચવામાં તેમને જે લહેજત લાગતી હતી તે લેહેજત તેમને હમણાં લાગતી હોય તો કેવું સારૂં?! તેમને એવી લહેજત નથી લાગતી તેનું કારણ શું? એકાદું નવીન પુસ્તક તેમને હમણાં નવીન લાગતું નથી, કેમકે તેમાં દર્શાવેલા વિચાર અથવા તેમના ભાસ તેમના અનુભવમાં ઘણીખરી વાર આવી ગયલા હોય છે; અને પ્રત્યેક પુસ્તક પ્રગટ થયા પછી તેજ વિષય ઉપર જે બીજું પુસ્તક પ્રસિદ્ધ થાય છે તેમાં નવીનપણું ઓછું હોય છે. એ રીતે જો પુસ્તકોમાં પ્રથમ ધારવામાં આવે એટલું નવીનપણું રહેલું હોતું નથી તો એ ઉપરથી એવું સિદ્ધ થાયછે કે જ્ઞાન આપવાનું મ્હોટું સાધાન સ્મરણશકિત છે અને તેની ખીલાવટ કરવી એ અત્યંત અગત્યનું છે.

આપણે વાંસે જે કહી ગયા તે ઉપરથી તમને માલમ પડ્યું હશે કે મનની સઘળી શકિતઓ કેળવવી એ અભ્યાસનો હેતુ છે. વિદ્યાર્થિનાં મનની અંદર એકાદા અમુક સમય ઉપર ઘણું જ્ઞાન હોવુંજ જોઈએ એ કંઇ અવશ્યનું નથી પરંતુ જેટલું જ્ઞાન તેનામાં રહેલું હોય તેટલાંનો યોગ્ય ઉપયોગ કરતાં તેને આવડવું જોઇએ એ ઘણું જરૂરનું છે.

રમત ગમતમાંથી, ફક્કડ સોબતીઓમાંથી અને મોજ મઝામાંથી વછુટાં પડી એક ઓરડામાં ગોંધાઇ રહીને અભ્યાસ કરવાનું મનને ગમતું નથી; પણ ગયો સમય પાછો આવતો નથી માટે તેને અકારથ જવા ન દેતાં સારી ટેવ પાડીને મનને કેળવવું એ સર્વોત્તમ છે.

# પ્રકરણ ૨ જું*

## ટેવ.

ટેવ એ શબ્દમાં આખી વર્તણુકનો સમાસ થાય છે એમ કહીએતો ચાલે, અને એવું પણ કહી શકાય કે માણસ ટેવનું પુતળું છે. એમ ધારો કે તમને તમારી આખી જિંદગાની સુધી લોખંડની ભારે સાંકળ તમારાં ગળાંમાં પહેરી રાખવાની જરૂર પાડવામાં આવે તો શું એ તમને પગે પગે દુઃખ અને અણખત ન કરે! તમે સ્હવારે ઉઠો ત્યારે તમને બંધીવાનની પેઠે કામકાજ કરતાં કંટાળો લાગે અને કષ્ટ થાય, રાતે સુઓ ત્યારે બોજાને લીધે તમને ઉંઘ ન આવે, અને તમને અધિક દુઃખ લાગે તેનું કારણતો એકે એ સાંકળ તમારાથી કાઢી નાખી શકાતી નથી. પણ માણસને કેટલીએક ટેવ પડી જાય છે 'તેની સાથે મુકાબલો કરતાં તો એ સાંકળ પણ ઓછી અસહ્ય માલમ પડે એમ છે.

ટેવ સ્હેલાઇથી પડી જાયછે, અને વિશેષે કરીને નઠારી ટેવ પડતાં વાર લાગતી નથી. આજે જે તમને નાની વાત લાગે છે તે જલદીથી મ્હોટી થઇ જઇ સ્થાઇ થઇ જાય છે અને તમને મહોટાં દોરડાંના જેટલી મજબુતાઇથી બાંધી રાખે છે. તમે જાણોછો કે મ્હોટું દોરડું ન્હાના અને પાંતળા તાંતણાને એકઠા વણી લેવાથી બને છે; પણ જ્યારે તે તૈયાર થાય છે ત્યારે ભારેમાં ભારે વ્હાણ પણ તેનાથી બંધાઇ રહી તેની સત્તાને તાબે થાયછે.

પ્રત્યેક વિધાર્થિને સારી કિંવા નરસી ટેવ પડ્યા વિના રહેતી નથી. એનો સમય, એનો ઉદ્યોગ, એના વિચાર અને એની લાગણી અમુક ક્રમમાં ગમન કરે છે. એ

ટેવો—પછી તે રૂડી હોય કે ભૂંડી હોય તોપણ—તરત એની જાત સાથે ભળી જાય છે અને એના સ્વભાવ ઉપર અસર કરે છે. કોઇ ઘરડો માણસ તેનાં તેજ ઘરમાં બચપણથી તે પળીયાં આવતાં સુધી રહ્યો હોય તેને બીજાં ઘરમાં લઇ જવામાં આવે તો કેટલી બધી અણખત લાગે છે? બાસ્તિલમાં ગોંધી મુકેલા ઘરડા બંધીવાન લાટુ-દની વાત થોડાનેજ અજાણી હશે; જ્યારે તેને એ અંધ-કારયુક્ત બંધીખાનાંમાંથી છોડી મુકવામાં આવ્યો ત્યારે તેણે એવી અરજ કરી હતી કે તેને પાછો એજ બંધીખા-નામાં નાખવામાં આવે તો બહુ સારૂં, કેમકે ત્યાં એને જે જે ટેવો પડી ગઇ હતી તે એટલી બધી સ્થાઇ થઇ ગઇ હતી કે તેમાંથી મુક્ત થવું એ એની પ્રકૃતિને કેવળ પ્રતિ-કુળ માલમ પડયું હતું. ચાળીસ વરસની વયે પ્હોંચેલો કોઇ પણ માણસ તમને એવો માલમ પડશે નહીં કે જે પોતાને પડી ગયલી ટેવોને માટે દીલગીર ન હોય. એ કટેવો એના સ્વભાવ સાથે એટલી બધી ભળી ગયલી હોય છે કે તેઓ એને નિરૂપયોગી કરી નાખે છે તો પણ એનાથી, તેમનો ત્યાગ કરી શકાતો નથી. કદાપિ એમ હોય કે એ ટેવો છોડી દેવાની તેનામાં હિંમત હોતી નથી. હું ધારૂંછું કે તમે પણ ટેવો પાડશો; બેશક તમે પણ ટેવો પાડો એવી મારી ઇચ્છા છે, કેમકે જે માણસમાં ખાસ ટેવો હોતી નથી તે ભાગ્યેજ કંઇ નામ મેળવે છે; પણ મારી ઇચ્છા એવી છે જે તમે એવીટેવ પાડો કે તે રૂડીજ હોય અને પ્રતિદીન તમારાં સુખમાં અને ઉપયોગીપણામાં વધારો કરે એવી હોય. જો કોઇ સીપાઇને તેની જિંદગાની પર્યંત વાપરવાને એકજ તરવાર પસંદ કરવાનો હુકમ કરવામાં આવે તો શું તે સરસ અને પાણીદાર તરવાર પસંદ કરવાની કાળજી

નહીં રાખે? ટેવ પાડવાની કાળજી આગળ એ કાળજી ઘણીજ ઓછી અગત્યની ઠરે છે.

કોઇપણ રૂડી ટેવ પાડવાનું કામ માથે લેવામાં બ્હીક રાખવી નહીં; કેમકે એ કામ થઇ શકે એવું છે અને તે વળી તમે પ્રથમ ધારો તેના કરતાં વધારે સ્હેલાઇથી. તેનું તેજ કામ પ્રત્યેક દિવસે અમુક વખતે કરવાથી મનગમતું થઇ પડે છે. તે પ્રથમ કંટાળા ભરેલું લાગે તેની ચિંતા નહીં; પરંતુ તે ગમે તેટલું કંટાળા ભરેલું હોય તો પણ તેને પ્રતિદિન, વચમાં એકે દિવસનો ખાળો પાડયા વિના, કર્યાં કીધું તો પછી તે આનંદદાયક થયા વગર રહેતું નથી. એ રીતે આપણી સઘળી ટેવોનું બંધારણ છે. કોઇ વિદ્યાર્થિ મ્હાવરાને લીધે દરરોજ એક ઠેકાણે બેસી રહીને દસ દસ કલાક સુધી અભ્યાસ કરતો હોય તેની પેઠે હરવા ફરવાના મ્હાવરાવાળો કોઇ મજૂર એવું કામ કરવા જાય તો તેની તબીએત બહુ બગડયા વિના રહે નહીં; કેમકે તેને એક ઠેકાણે બેસીને કામ કરવાની ટેવ નથી.

વિદ્યાર્થિએ પાડવા જોગી ટેવો અને તે કેવી રીતે પાડવી એ વિષેની સુચના હેઠે પ્રમાણે છેઃ—

(અ) દરરોજ આવતી કાલે આટલું કામ અમુક રીતે કરવું છે એવી એક યાદ કરી રાખવી. એ યાદ પાકો વિચાર કરીને આગલા દિવસની સાંજે કરી રાખીને બીજે દીવસેં સ્હવારમાં ઉઠયા પછી જોઇ લેવી અને તે પ્રમાણે કામ કરવા માંડવું. એવી રીતની યાદ કરી રાખવાથી એક દિવસનાં કામમાં પણ ઘણો વધારો અને ઘણી સરળતા માલમ પડે છે. એક માણસ શિયાળાની રૂતુમાં વ્હેલો ઉઠીને પોતાના ખેતરમાં ગાડું લઇ કામ કરવા જતો હતો. ખેતરમાં જવાંના બે રસ્તા હતા; તેમાં એક ૨-૩ ગાઉના

ફેરાવાનો અને બીજો નજીકનો હતો. નજીકના રસ્તામાં મોટાડીનો મ્હોટો ટેકરો હતો તથી તેને ચક્રાવાને માર્ગે થઇને જવાની ફરજ પડવાથી ખેતરે પ્હોંચતાં વાર થઇ અને તેનાથી પોતાનું કામ તે દિવસે થઇ શક્યું નહીં. ઘર ભણી પાછાં આવતાં તેને નજીકના રસ્તામાંનું નડતર કાઢી નાખી હમેશની અડચણ દૂર કરવાનો વિચાર સુઝ્યો અને તે અમલમાં આણવાનો તેણે નિશ્ચય કીધો. બીજે દીવસે સ્હવારમાં વ્હેલો ઉઠીને તે મોટાડીનો ઢગ ખોદવા લાગ્યો પણ થોડીવાર ઠંડીમાં કામ કર્યા પછી થાકી ગયો તેમ એ મ્હોટા ટેકરાનો કેમ કર્યો પાર નહીં આવે એમ તેની હિંમત હારી ગઇ. થોડીવાર વિચાર કર્યા પછી તેણે ટેકરાની લંબાઇ પ્હોળાઇ માપી અમુક વખતમાં પોતાનાથી આટલું કામ થઇ શકશે એવો સુમાર કાઢી તે ઢગના ચોરસ વિભાગ પાડ્યા અને દરરોજ એકેક ચોકડી ખોદી નાખવાથી જુજ દિવસમાં તેનું કામ પાર પડ્યું. એ રીત બધી બાબતને લાગુ પાડી શકાય એવી છે, અને એ વાત અનુભવમાં લેવાથી કોઇપણ માણસને માલમ પડશે કે કોઇ પણ કામ આગળથી નક્કિ કરી રાખેલી અમુક રીત પ્રમાણે કરવાથી ધારેલા વખતમાં ફાયદા પડતી રીતે અને સરળતાથી થાય છે.

એ પ્રમાણે વર્તવાથી તમારામાં "કરવું થોડું અને ઘોંઘાટ ઘણો" એવું લક્ષણ નહીં આવે અને તમે ખખડારમાં નહીં ખપો, પણ એટલું નક્કિ માનજો કે જે નદી સમુદ્રમાં વધારે પાણીનો જથો ઘસડી લઇ જાયછે તે તો બરાબર પોતાના વ્હેના ક્રમમાંજ રહે છે અને ઘણો ઘોંઘાટ કરતી નથી. એજ રીતે જે પુરૂષ આગળથી નીમી મુકેલી યોજના પ્રમાણે ટેવો પાડી તથા અભ્યાસમાં મચી

રહી ઉપયોગી કામ કરેછે તેજ પુરૂષ આ ભવસિંધુમાં જન-મંડળના હિત રૂપી પાણીનો જથો વધારે ઘસડી લઇ જાય છે. તમારા શિક્ષકો તમને અમુક રૂઢીઓ બતલાવેછે અને એ રૂઢીઓ તો અલબત તમારા નિત્યક્રમમાં આવશેજ, પરંતુ એ ઉપરાંત બીજું જ્ઞાન મેળવવાને અથવા મેળવેલું જ્ઞાન મનમાં ઠસાવવાને અથવા તમારા સ્નેહી સંબંધીઓનાં સુખમાં ઉમેરો કરવાને તમારે બીજું કંઇ કરવું જોઇએ. એ હેતુને માટે તમારે નીચે બતાવ્યા મુજબની યાદ આવતી કાલને વાસ્તે આગલે દિવસે કરી રાખવીઃ—

૧. મળસકાંમાં ઉઠીને એક મૈલનું ચક્કર મારી આવવું.

૨. પાઠ વાંચવો.

૩. ભાઇ સુંદરલાલને પત્ર લખવો અને તેમાં તેણે મોકલેલાં પુસ્તકની પ્હોંચ કબુલ કરવી.

૪. કાવ્યદોહનમાંની અમુક કવિતાની મતલબ ગદ્યના આકારમાં લખવી.

૫. મ્હારાથી ભૂમિતિની પહેલી ચોપડીનો ૪૭મો સિદ્ધાંત ચોપડીમાં જોયા વગર બરાબર સિદ્ધ થઇ શકે છે કે નહીં તે તપાસી જોવું.

૬. ભાઇ ચમનરાય પાસે જવું અને કાલના ભાષણથી એનાં મનમાં માઠું આવ્યા જેવું જણાયું તેને માટે એની સમજૂત કરવી.

૭. ઇતિહાસ વાંચવો.

૮. મારી નોટ-બુક (નોંધવહી)માં કવિ કાળીદાસ વિષે ભાઇ મનસુખરામે વાત કહી તે લખી રાખવી.

૯. ડગલાને માટે કાપડ-બજારમાંથી બનાત ખરીદ કરવી.

તમે જેટલું કામ નોંધી રાખશો તેટલું બધું કામ બીજે દિવસે કરવાને કદાપિ શકિતમાન નહીં થાઓ અને

પ્રથમ તમને એ રીતે અમલમાં આણવાની વાત અશક્ય જણાશે; પણ જેમ જેમ એ રીત પ્રમાણે તમે વર્તતા જશો તેમ તેમ એ તમને સુગમ માલમ પડશે, અને તમે વધારે વધારે કામ કર્યા રહેશો તેથી તથા આજે મેં ઘણું કામ કર્યું છે એમ તમારાં કરેલાં કામથી તમેજ તાજુબ થશો તેથી તમને એ પ્રમાણે વર્તવાની હોંસ થશે.

(બ) આગ્રહયુક્ત ઉદ્યોગ કરવાની ટેવ પાડવી.

જો તમે તમારાં મનથી પોતાને બુદ્ધિમાન માનો એવા ભાગ્યહીન હો અને ફલાણું તો એમ ને એમ આવડી જશે એવું ધારતા હો તો એ મોહમાંથી તમારાં મનને તમારે સત્વર મુક્ત કરવું એ તમારા લાભની વાતછે. તમારે નિશ્ચય કરવો કે તમને જે જે જ્ઞાન પ્રાપ્ત થશે તેને માટે તમારે ઉદ્યમ રૂપી મૂલ આપવું પડશેજ અને એ આપવાની પેરવી તમારે તરતજ કરવા માંડવી. ઓછી હુશીઆરીનાં કામમાં તન દઈને મચવું એ વધારે હુશીઆરીનાં કામ ફતેહની સાથે કરવાને શક્તિમાન થવાની પાયરી છે. એકલા ઉદ્યમથીજ કેટલું બધું કામ થાય છે એ જોઈને આપણે અચંબો પામ્યા વિના રહેતા નથી. પ્રાચિનકાળના વિદ્વાન પુસ્તકોના થોકના થોક લખતાઃ અને એ ભારે ભારે પુસ્તકો તે લોકોએ શી રીતે લખ્યાં હશે એમ આપણે સાનંદાશ્ચર્ય પામીએ છીએ; પણ એની ખુબી—એની કુંચી—એની ગુપ્તકળા—એનું રહસ્ય—એનું સઘળું તાત્પર્ય—એક બે "સ્થાઇ ઉદ્યમ" એ શબ્દમાં આવી જાય છે, જે માણસ દરરોજ ત્રણ કલાક સુધી ઘણી ઉતાવળીએ નહીં તેમ છેક ધીમીએ નહીં એવી ચાલે ચાલશે તે સાત વરસમાં પૃથિવનાં પરીઘ જેટલું અંતર કાપશે. વિદ્યાર્થિની સ્થિતિમાં આળસ સમાન નુકસાનકારક બીજું કશું નથી; અને

એટલું છે તોપણ આળસાઇની ટેવ સહેલાઇથી પડે છે અને કઠાવટીએ છોડી છોડાતી નથી. આળસ આવ્યું એટલે દોડવા કરતાં ચાલવું, ચાલવા કરતાં ઉભા રહેવું, ઉભાં રહેવા કરતાં બેસવું અને બેસવા કરતાં સુઇ રહેવું વધારે ગમે છે. આપણે જોઇએ છઇએ કે ઘણાએક ઉદ્યોગી ન છતાં કામાર્થું બહુ જણાયછે. ઝીણી નજરના માણસને એ તફાવત તરત માલમ પડી આવે છે. જે માણસ પોતાનું વાંસ્તવિક કામ વેગળું મુકે છે તે સ્વાભાવિક રીતે પોતાને પોતાની મૂર્ખાઇનું ભાન ન થાય એટલામાટે પોતાને જે કરવું જોઇએ તે શિવાયનું કંઇ પણ કરે છે અને એ રીતે પોતે કામમાં છે એમ પોતાનાં મનને મનવે છે.

એતો ખરૂં છે કે જે માણસ ઉદ્યોગી હોય છે તેને ઘણી ફુરસદ હોય છે; કેમકે તેણે અમુક વખતે અમુક કામ કરવું એમ પોતાના સમયના નિયમિત વિભાગ પાડી મુકયા હોય છે; અને એ કામ થઇ રહે છે એટલે તે ફુરસદમાંજ હોય છે; પરંતુ આળસુ માણસ તો જીવતાં નિર્જિવ રહે છે. પાણી બંધીયાર ખાબડામાં ભરાઇ રહેવાથી ખરાબ થઇ જાય અને ઉપયોગમાં ન આવે તેના કરતાં વહેતું હોય તે સારૂં. ઇપાયરસનો રાજા સ્કાન્દરબર્ગ તુર્ક લોકની સાથે લડતાં લડાઇમાં માર્યો ગયો ત્યારે તેમને એવી ઇચ્છા થઇ કે એનાં હાડકાં મળી આવે તો ઠીક કે પોતાનામાંનો પ્રત્યેક જણ તેમાં એકેક કટકો પોતાનાં હૈયાં સરસો રાખે અને એ રીતે એ જીવતો હતો ત્યારે એની જેવી હિંમત હતી તેવી હિંમતનો અંશ પોતાનામાં આણે. પૃથિવના પૃષ્ટ ઉપર જેટલા દેશ છે તેટલા સઘળાના વિદ્વાનો એકે મતે એમજ કહે છે કે કોઇપણ જન-ઉપયોગી વાતમાં એક્કો કહેવ-ડાવવાની ઇચ્છા રાખનારે ઉદ્યોગી થવુંજ જોઇએ. આ-

ળસથી તન અને મન બન્નેમાં બગાડો પેસે છે અને તેમાંથી નાશકારક પરિણામ નિપજે છે. ઇશ્વરે માણસને આળસુ રહેવાને સરજ્યું નથી અને કેટલીએક વાર એવું પણ બને છે કે જે માણસને કામ કરવાની ઇન્તેજારી છતાં પોતાને લાયકનું કામ મળતું નથી તે જલદીથી મરણ પામે છે. એકવાર એક સરદારે પોતાના મિત્રનો ભાઇ ગુજરી ગયાના ખબર સાંભળી તેને પુછ્યું કે "ભાઇ, તમારો ભાઇ શાથી ગુજરી ગયો"? તેણે ઉત્તર દીધો કે "તેને કશું કામ ન હતું તેથી." સરદારે કહ્યું "બેશક એવી સ્થિતિ કોઇ પણ કામના કરવૈયા માણસને મારી નાખવાને બસ છે."

તુર્ક લોકમાં અને સ્પાનિઅર્ડ લોકમાં બે કહેવત છે અને તે બન્ને ઘણે દરજ્જે ખરી છેઃ—

"ઉદ્યોગી માણસને એકજ બલા વળગે છે પણ આળસુ માણસને હજાર બલા હેરાન કરે છે";—"ઘણું કરીને મેલું માણસને ભમાવે છે પણ આળસુ માણસ તો મેલાંને જાણી જોઇને પોતાની પાસે તેડે છે." ઉદ્યોગી રહેવાની સ્થાઇ ટેવ પાડવાથી કેટલી બધી કુસંગતમાંથી, કેટલી બધી કુમાર્ગે જવાની લાલચમાંથી, કેટલી બધી પ્રતિષ્ઠાને હાનિ કરનારી સંધિમાંથી અને કેટલી બધી સ્નેહી સંબંધીની સમાધાનીનો ભંગ કરવાની કાળજીમાંથી તમે ઉગરો છો!

(ક). સારી બાબતમાં આગ્રહી થવાની ટેવ પાડવી.

એકજ જાતના અભ્યાસમાં કે એકજ જાતનાં કામમાં ઘણા સમય સુધી દૃઢતાથી મચવું એ આગ્રહ કહેવાય છે. કોઇ અમુક માણસ અમુક અભ્યાસ કે અમુક કામ અમુક રીત કરવાથી તેમાં ફતેહ પામ્યો એવું વાંચીને કે સાંભળીને કેટલાએક એકદમ એવો નિશ્ચય કરે છે કે આપણે પણ એ-

ની પેઠેજ કરવું. આગળથી કંઇ પાકો વિચાર કર્યા વિના તેઓ એ રીત પ્રમાણે વર્તે છે પણ• થોડા સમયમાં તેને પડતી મુકીને બીજી રીત અજમાવે છે. પ્રથમ તો તેમને એવો મોહ થાય છે કે ફલાણા મહાન પુરૂષે અમુક ભારે કામ કર્યું તેમ આપણે એ કરીએ, પણ થોડા દિવસ એ પ્રમાણે વર્ત્યા પછી તેમની દૃઢતા રહેતી નથી અને તેઓ એ કામ પડતું મુકે છે. તેઓ બીજું કામ હાથમાં લે છે અને તેમાં કંટાળો લાગે છે એટલે ત્રીજું કામ ઝડપે છે અને એ રીત એકે કામ કર્યા વિના તેમનો વખત વૃથા જાય છે. અમુક બે કામમાંથી કયું કામ પ્રથમ કરવું એ વિષે જે માણસ નિરંતર આનાકાનીમાં રહે છે તેનો બેમાંનું એકે કામ કરવા વારો આવતો નથી. જે માણસ અમુક કામ કરવાનો નિશ્ચય કરે છે પણ, જેમ પવન બદલાય તે પ્રમાણે હોકાયંત્રની સોય જુદી જુદી દિશા બતાવે છે તેમ, જુદા જુદા મિત્રની જુદી જુદી સલાહ પ્રમાણે પોતાના નિશ્ચયમાં ફરે છે તેનાથી કંઇ પણ મ્હોટું અથવા ઉપયોગી કામ થઇ શકતું નથી. માત્ર જે પુરૂષ પ્રથમ શાણપણથી યોગ્ય સલાહ લે છે, પછી દૃઢતાથી નિશ્ચય કરે છે અને પછી નબળી પાતળી હિંમતવાળો માણસ જે મુશીબતાથી ડરી જાય તે મુશીબતાથી હારી ન જતાં ધીટ આગ્રહથી પોતાનો નિશ્ચય અમલમાં આણે છે તેજ પુરૂષથી કોઇ પણ કામ જય અને યશની સાથે ઉત્તમ રીત થઇ શકે છે. એ સૂચનાનાં દૃષ્ટાંત દાખલ આપણે વિદ્યાર્થિનીજ બાબત લઇએ છઇએઃ—

પ્રથમ તે સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવા માંડે છેઃ થોડીવાર પછી એક તેનો મિત્ર આવે છે તે તેને એમ કહેછે કે "તું તારો વખત અમથો ગુમાવે છે અને તારે પ્રાચિન ભાષાના હાલમાં નહીં વપરાતા શબ્દની માહીતી મેળવવાનું

માથાકુટિયું કામ પડતું મુકીને કંઇ વાસ્તવિક શાસ્ત્રનો અ-ભ્યાસ કરવો જોઇએ.'' તે પોતાનો અભ્યાસ પડતો મુકેછે અને ગણિત શાસ્ત્રમાં માથું ઘાલે છે. એટલામાં બીજો મીત્ર આવે છે અને તેને પુછેછે કે "કેમ ભાઇ, કોઇ પાઠશાળામાં શિક્ષાગુરૂ થવાનો તારો વિચાર છે કે છે શી બલા? જો એવો વિચાર ન હોય તો આંકડા અને લીંટીઓના શુષ્ક અભ્યાસમાં ફોગટ મગજમારી શું કરવાને કરે છે"? એ ઉપરથી તે ગણિતશાસ્ત્ર કોરાણે મુકીને કંઇ બીજો અભ્યાસ આદરે છે, અને વળી કંઇ શાણી શાણી સૂચના મળે છે એટલે કોઇ ભલતાજ વિષયને વળગે છે અને એ રીતે તેની જિંદગાની અભ્યાસના વિષયમાં ફેરફાર કરવામાં જાય છે. એ રીતે અભ્યાસ કરવામાં મૂર્ખતા રહેલી છે એવું તમને માલમ પડ્યા વિના રહેશે નહીં; અને એની ખરાબમાં ખ-રાબ અસર એછે કે એથી તમને આનાકાનીની આદત પડી જશે. ત્યારે તમારે તમારો ક્રમ શાણપણથી આરંભવો જોઇએ અને આરંભ કર્યા પછી તેને ખૂબ દૃઢતાની સાથે વળગી રહેવું જોઇએ અને એમ કરશો તો મ્હોટાં મહા-ભારત કામ તમને સહેલાં સટ લાગશે અને તમે પ્રસિદ્ધિને પામશો. જે વસ્તુ આજે થઇ શકે એવી હોય તે આવતી કાલ ઉપર મુલતવી રાખવી નહીં.

(ડ) બરાબર વખતે જવા આવવાની તથા કામકાજ કરવાની ટેવ પાડવી:—

કોઇ પણ જીવંત માણસ એવો નથી કે તેનાથી અમુક કામ બરાબર અમુક સમયે થઇ શકે નહીં. અર્વાચિન કાળ-માં તો ઘડીયાળ વિગેરે સાધનને લીધે એ ટેવ પાડવામાં કંઇજ મુશ્કેલાઇ જણાતી નથી; પણ કોઇ એવો પ્રશ્ન કરે કે પ્રાચિન કાળમાં ઘણા મહાન પુરૂષ થઇ ગયા તેમને શું એવી

ટેવથી બહુ લાભ થાય છે એવી જાણ નહીં હોય અને એવી જાણ હતી તો તેઓ સમજણો અડસટ્ટો શી રીત કાઢી શકતા હશે? એના ઉત્તરમાં કહેવાનું એટલુંજ કે મહાવરો પડી જવાંથી હાલ પણ ઘણા જણ આકાશ ભણી જોઈ દિવસે સૂર્યની સ્થિતિ ઉપરથી અને રાતે ચંદ્ર તારા વિગેરેની સ્થિતિ ઉપરથી આટલો વખત થયો છે એવું બરાબર કહી શકેછે. એ વાતનો અનુભવ મને પણ થયોછે: હું સુરત વિભાગના આસિસ્ટંટ કલેકટર ઓફ સોલ્ટ રેવિન્યુનો હેડ કલાર્ક હતો તે દરમ્યાન સને ૧૮૭૮માં મારો ઉપરી મેજર + પેડર હતો. એ સાહેબ આકળો પણ બુદ્ધિમાન અને નીતિમાનછે અને એની કેટલીએક રીતભાત સાધારણ માણસથી જુદી છે તેમ એનું લખાણ આબાદ અને વજનદાર છે. એણે ઘડીયાળ વસાવ્યું હોય એમ હું ધારતો નથી તેમ એની પાસે ઘડીયાળ કોઈવાર મારા જોવામાં આવ્યું નહોતું, પણ દિવસે કે રાતે એ સમય એવો બરાબર જાણી શકતો કે એ કોઈવાર કોઈ સ્ટેશન ઉપર વખતસર ન ગયો હોય તેથી આગગાડી ચુકયો હોય એવું મને માલમ નથી. હરેક કામમાં બરાબર સમય સાધવામાં ઘણા ફાયદા રહેલાછે. એથી આપણો તેમજ આપણા સંબંધનાં માણસનો વખત નકામો જતો નથી અને ઘણું કરીને ધારેલું કામ થાય છે; એથી આપણે કોઈને કંઈ વાયદો કરીએ છઈએ તે આપણે બરાબર જાળવીશું એવો તેને ઇતબાર રહે છે અને તે પોતાની તરફથી એના સંબંધમાં જે કરવાનું હોયછે તે ચોંપ રાખીને કરે છે; એથી આપણે "અરે રામ! આ વખતે ફલાણું કામ કરવાનું હતું પણ તે થયું નહીં જો" એવી ચટપટીમાં ન

---

+ એ સાહેબ પેન્શન લેઈ ઇસ્વી સન ૧૮૮૨ થી વિલાયત ગયો છે.

રહેતાં નિશ્ચિંતાઈમાં રહીએ છઈએ; અને એથી આપણે કોઈને અમુક વખતે મળવા ઉપર રાખેલી યોજના પાર ઉતારવાને શક્તિમાન થઈએ છઈએ.

(૬) નિત્ય વ્હેલાં ઉઠવાની ટેવ પાડવીઃ—

વ્હેલાં ઉઠવાની ટેવ ન પાડવાથી તનદુરસ્તિમાં બગાડ પેસે છે અને આયુષ્ય ઓછું થાય છે. મોડાં ઉઠવાથી સ્હવારનો ઉદ્યમનો વખત અને એ વખતની તન મનને પ્રફુલ્લિત કરે એવી તાજી હવા અકારથ જાય છે, તબીયત સુસ્તિમાંથી ઠેકાણે આવતાં ઢીલ થાય છે, મગજ સ્હડેલું રહે છે, અને કામકાજ કરવું ગમતું નથી. એક ફ્રેન્ચ ગ્રંથકર્તા પોતે જે પુસ્તક લખ્યાં તે વિષે કહે છે કે "મારી જુવાન અવસ્થામાં હું ઉંઘનો બહુ ઘેલો હતો અને એને લીધે મારો ઘણો વખત નકામો જતો; પરંતુ મારા ચાકરે એ બાબતમાં મારી ઘણી સારી સેવા બજાવી. મેં તેને આજ્ઞા આપી કે તારે મને દરરોજ છ વાગે કે ઉઠાડવો અને જે દહાડે તું એમ કરીશ તે દહાડે હું તને અડધો રૂપીઓ ઇનામમાં આપીશ. તેણે મને બીજે દિવસે પ્રભાતે ઉઠાડવામાં કસુર કરી નહીં પણ તેણે મને મળસકાંની ગુલાબી નીંદરમાં છંછેડ્યો તથી તેને ગાળનું ઇનામ મળ્યું. ત્રીજે દિવસે પણ તેણે મને ઉઠાડવાનું પ્રયત્ન કીધું પણ એમાં તે ફતેહ પામ્યો નહીં; અને ત્હારે એને બપોરે કહેવું પડ્યું કે મને એણે વ્હેલો ઉઠાડ્યો નહીં તથી મારો વખત એળે ગયો. વળી મેં એને કહ્યું કે તને ફરમાવેલું કામ બજાવતાં આવડતું નથી; જો તારામાં આવડત અને તારૂંપણું હોય તો તું ઇનામનાં વચન ઉપર લક્ષ રાખીને મારી ધમકી ઉપર ધ્યાન આપે નહીં. એ ઉપરથી બીજે દહાડે તેણે મને મારા પગ પકડીને બીછાનાંમાંથી ઘસડવા માંડ્યો; મેં એને મારા ઓરડામાંથી જતાં

રહેવાનું કહ્યું—મેં એના ઉપર ગાળોની વૃષ્ટિ કીધી—મેં એના ઉપર પુષ્કળ ક્રોધ કર્યો—પણ મારો ચાકર એકનો બે થયો નહીં અને મને ઘસડતો ગયો. શેવટે મને બીછાનામાંથી ઉઠી ઉભાં થવાની ફરજ પડી; મેં તેને ગાળો દીધી હતી તેના બદલામાં તેનો આભાર માનીને મેં તેને અડધા રૂપીઆને બદલે રૂપીઓ આપ્યો. એ રીતે કેટલાક દિવસ ગાળ અને ધીની નાળનો અનુભવ લીધા પછી તે મારી મળસકે ઉંઘવાની ટેવ મુકાવવામાં અને મને વ્હેલાં ઉઠવાની આદત પાડવામાં ફતેહ પામ્યો. અલબત્ત, મારાં પુસ્તકમાંના દસ કે બારને માટે હું તેનોજ ઓશિગણ છું."

પ્રશિઆના રાજા બીજા ફ્રેડરીકે, પોતે વૃદ્ધ અને અશકત થયો ત્યારે પણ, પોતાના ચાકરોને એવો સકત હુકમ આપ્યો હતો કે તેમણે એને પાછલી રાતના ચાર વાગે એટલે ઉંઘવા દેવો નહીં. પીટર ધી ગ્રેટ લન્ડનની વ્હાણ બાંધવાની ગોદીઓમાં એ કળાની માહીતી મેળવવાને માટે સુતારનું કામ કરતો હતો ત્યારે તેમજ રશિયાનાં તખ્ત ઉપર વિરાજ્યો ત્યારે પણ હમેશાં પ્હોફાટતાં પ્હેલાં ઊઠતો.

વ્હેલાં ઉઠવાને શકિતમાન થવાને વાસ્તે તમારે વ્હેલાં સુવું જોઇએ. વ્હેલાં સુવાથી તમારી તનદુરસ્તિને તથા તમારી આંખોને નુકસાન નહીં લાગે. કુદરતની ગોઠવણ એવી છે કે આપણે પ્હેલી રાતની ઉંઘ લેવી જોઇએ. મધરાત પ્હેલાંની એક કલાકની ઉંઘ મધરાત પછીની બે કલાકની ઉંઘ જેટલો ફાયદો કરે છે એવો વૈદકશાસ્ત્રનો મત છે. ત્યારે તમારે બહુ વ્હેલાંએ નહીં તેમ ઘણાં મોડાંએ નહીં એમ, એટલે ૧૦ વાગે, સુઇ જવાનો અને મળસકામાં ૫ વાગે ઉઠવાનો નિયમ રાખવો. એમ કરવાથી તમને સાત કલાકનો આરામ મળશે અને એટલો આરામ તનદુરસ્તિના ખપને

માટે પૂરતો છે.

(જ). જે જે માણસને મળવાનો પ્રસંગ આવે તે તે પ્રત્યેક માણસ પાસેથી કંઇ પણ શિખી લેવાની ટેવ રાખવી:—

આ નિયમને અનુસારે અથવા આ નિયમથી વિરૂદ્ધ વર્તશો તે પ્રમાણે તમે ચાળીસ વર્ષની વયે પ્હોંચશો તે પ્હેલાં તમને તમારી ચાલ ચલગતમાં સારો કે નઠારો ભારે તફાવત માલમ પડશે, સઘળા માણસ ઘણે દરજ્જે કે થોડે દરજ્જે એ નિયમનો ઉપયોગ કરેછે, પણ એ નિયમ પ્રમાણે વર્તવાની ટેવ પાડી તે મુજબ ચાલનારા થોડાકજ માલમ પડે છે. સ્કોટલાંડનો નામાંકિત નવલકર્તા અને પ્રસિદ્ધ કવિ સર ઉવોલ્ટર સ્કોટ લખે છે કે "મને પ્રસંગાનુસાર ગમે તે ધંધાનો કે ગમે તે સ્થિતિનો બુદ્ધિમાન કે કેવળ મૂર્ખ માણસ મળ્યો હશે તેની સાથે વાતચીત કરતાં મને કંઇ નવી બાબતની જાણવાલાયક માહીતી નહીં મળી હોય એવું બન્યું નથી". પ્રત્યેક માણસને પોત પોતાના વિષયમાં બીજાનાં કરતાં વધારે વાકેફગારી હોય છે અને તેની સાથે વાતચીત કર્યાથી અથવા તેની વાત ચિત સાંભળ્યાથી આપણને કંઇ ઉપયોગી વાતની જાણ થયા વિના રહેતી નથી.

મારૂં કહેવું એવું નથી કે તમારે દરેક બાબત શિખવાનું પ્રયત્ન કરવું; પણ જે મુખ્ય હેતુ તમારાં મનમાં હોય તેને લગતી જે જે વાત મળી આવે તે તે સઘળી તમારે જાણી લેવી જોઇએ. એમ ધારો કે તાકીદનાં અમુક કામને માટે તમને દિલ્લી મોકલવામાં આવેઃ હવે એ કામ સારી રીતે અને ઝડપથી કરવું એ તમારો મૂળ અને મુખ્ય હેતુ છે તથાપિ તમારા પ્રવાસમાં જે જે કુદરતી તથા કારીગરીના રળીયામણા દેખાવો,—નદીઓ, ખીણો, પર્વતો,

પાણીના ધોધવાઓ, શહેરો, બગીચાઓ, મકાનો વિગેરે આવે તે ભણી શું તમારે દૃષ્ટિ કરવી જોઇએ નહીં તેમ નગરોમાં જે જે ઉપયોગી વાતો ચાલતી હોય તે ભણી લક્ષ આપવાની શું તમારે તમારા કાનને તસદી આપવી જોઇએ નહીં, કે તમે "એક પંથ ને દો કાજ" એ કહેવત પ્રમાણે તમારૂં કામ પણ સાધતા આવો અને તેની સાથે દેશાટનથી મળતા યોગ્ય લાભ સંપાદન કરી વધારે શાણા એ થતા આવો? એવા પ્રકારની સંધિઓનો તમે યોગ્ય ઉપયોગ કરો તો નિઃશંક તમે વધારે માહિતગાર, વધારે બુદ્ધિમાન અને વધારે ઉપયોગી થતા જાઓ. જ્યારે આપણે ઘોખંડનો ખીલો કે એવી કંઇ બીજી જુની વસ્તુ ન સંઘરતાં નાખી દેવાને તૈયાર થઇએ છઇએ ત્યારે આપણાથી વધાર અનુભવી અને મ્હોટી ઉમરનાં માણસ "સંઘર્યો સાપ પણ કામ આવે છે" એ કહેવત કહીને આપણને તે વસ્તુ ફેંકી દેવા દેતાં નથી. જ્ઞાન મેળવવાના સંબંધમાં પણ જો એ રીત રાખી હોય અને જે જે માહીતી મળી આવે તે તે સંઘરી રાખી હોય તો ઘણું સારૂં; કેમકે કોઇ પુસ્તકમાં કે વર્તમાન પત્રમાં કે સંભાષણમાં જે ખરી વાત આવે છે તે કદાપિ તે પળે તમારા ઉપયોગમાં આવે એવી ન હોય તો પણ તે તમને કોઇ બીજે પ્રસંગે ઉપયોગી થઇ નહીં પડે એમ તમારે ધારવું નહીં. કેટલેક પ્રસંગે એવું બને છે કે એવી એવી ખરી વાતો, આપણે જે વિષય ઉપર વિચાર કરતા હોઇએ છઇએ કે દલીલ બતાવતા હોઇએ છઇએ તે વિષયને, બરાબર અનુકુળ હોય છે. પણ જે સમયે એ વાતો લક્ષમાં રાખવાનો આપણને પ્રસંગ મળેલો તે સમયે તેમને નિરૂપયોગી જાણી આપણે સંઘરી રાખી હોતી નથી તથી આપણાં મનમાં તેનો કંઇ ભાસ માલમ પડે છે અને તે

આપણને બરાબર યાદ કેમ આવતી નથી એમ રહીડાઇને આપણે પ્રથમ પૂરતું ધ્યાન ન આપ્યું તેને માટે પસ્તાઇએ છઇએ. એટલા માટે હરેક ઉપયોગી માલમ પડતી વાત લક્ષમાં રાખવા વિષે કાળજી રાખવી.

(જ). વિચાર કરવામાં અને કામ કરવામાં અમુક ધારણું નક્કિ કરી તે પ્રમાણે ચાલવાની ટેવ પાડવી:—

કોઇ સારો વિદ્યાર્થિ પ્રત્યેક શબ્દ પોતાની સ્મરણ-શકિતમાં એવી રીતે ઠસાવવાની મહેનત લે છે કે જ્યારે તેનો તે શબ્દ ફરીથી આવે છે ત્યારે તેને કોષમાં જોવાની જરૂર રહેતી નથી. તેનો સોબતી એ શબ્દની મૂળ ઉત્પત્તિ વિગેરે વિષે દલીલ બતાવે અને વખતે તેનાથી એ શબ્દ જ્યારે તેણે પ્રથમ કોષમાંથી જોઇ કાઢયો ત્યારે તેને કેવો લાગ્યો એ કહેવાઇ શકે નહીં; પરંતુ એ વિષે તેણે કંઇ અમુક મત બાંધી મુકયો છે એ સંબંધી કંઇ તેને સંદેહ રહેતો નથી. એ મત તેણે જે રીતે બાંધ્યો હોય છે તે રીતે બતાવવાને તે શકિતમાન થતો નથી પરંતુ એ મત ખરો છે એ વિષે તો તે સંશય રહિત રહે છે. એ વાત બધા વિષયને લાગુ પડે છે. કોઇ પણ વિષયને તેનું ઉ-પલકીયું જ્ઞાન મેળવવાના હેતુથી તપાસવો નહીં પણ તેની પૂરેપૂરી માહીતી મેળવવાને માટે તેને અથથી તે ઇતિ સુધી બરાબર તપાસવો જોઇએ. સ્થિર અને સ્થાઇ ધારણા રા-ખવાથીજ માણસ દૃઢ પ્રકૃતિનો બને છે. એ ધારણાને સા-રાસાર સમજવાની શકિત સાથે અને ન્યાયશકિત સાથે ઘણો સંબંધ રહે છે. કોઇ પણ વિષયનો નિર્ણય કાઢવામાં ઉતાવળિયા થવું નહીં. તરૂણજનો ઘણું કરીને ન્યાયશ-કિતની ન્યૂનતાનાં કરતાં અવિચારીપણાને લીધે નિર્ણય કા-ઢવામાં વધારે ચુક કરે છે. જે વિષયનો નિર્ણય કાઢવો

હોય તે વિષય ઉપર જરા ધ્યાનપૂર્વક વિચાર કરવામાં જો તેઓ પોતાનો થોડોએક વખત રોકે તો તેમના નિર્ણય ભૂલભરેલા ઠરે નહીં. માણસ અને વસ્તુ વિષે પાકો વિચાર કર્યા પછી બંધેલા મત ધોરણ રૂપ થાય છે અને તે ધોરણ સમાન પ્રસંગે તોલના તથા નિર્ણય કરવામાં ઉપયોગી થઇ પડી મનની ઘણી મહેનત ઉગારે છે. વળી એ રીતે વિચાર દૃઢ થયા એટલે મન પણ દૃઢ બને છે અને મન દૃઢ બનવાની સાથે ધીરજવાન અને હિંમતવાન પણ બને છે, એટલે તે આધિ, વ્યાધિ અને ઉપાધિનો હીસાબ ન ગણતાં અચળ રહીને ઇશ્વર કૃપાથી પુરૂષાર્થનો હેતુ પાર પાડે છે.

(લ). શરીર સંબંધી આદતોમાં સાદાઇ અને સ્વચ્છતા રાખવીઃ—

કેટલાએક જણનું કહેવું એવું છે કે "માણસનામાં થોડી ઘણી મગરૂબી તો જોઇએ કેમકે એ નથી હોતી તો તે રેંજીપેંજી જેવો જણાય છે." જો એમ બોલવામાં કંઇ પણ અર્થ રહેલો હોય તો તે એટલોજ હોઇ શકે કે મગરૂબી આપણા દેખાવને ભભકાદાર બનાવે છે, પરંતુ વાસ્તવિક રીતે જોતાં એમ નથી. શું કોઇ નિરાભિમાની અને સૂધો તથા શાણો માણસ, તેનામાં મગરૂબી ન હોય માટે, એકલી વધારે ઉપયોગી અને વધારે સુખી થવાની ઇચ્છાથીજ, ઠઅછબમાં અને પહેરવેશમાં પ્રતિષ્ઠિત પુરૂષ જેવો જણાય નહીં કે? એ ઉપરથી તમારે એમ સમજવું કે માણસનામાં મગરૂબી ન હોય તો સારૂં પણ તેનામાં કંટાળો આપે એવી આદતો હોવી જોઇએ નહીં.

મદિરા, અફીણ, ગાંજો, ભાંગ, એ વિગેરે કેફી પદાર્થોના વ્યસનથી તન, મન અને ધનની ખુવારી થાય છે, મ-

લિનતા આવે છે, રૂપરંગ જાય છે, અને ચોરી, જુગટું આદી દુર્ગુણો વળગે છે એ જગત જાણીતું છે એટલે એ વ્યસનને ચાળે તો નજ રહડવું એટલુંજ નહીં પણ તમાકુ ખાવાનું, પીવાનું કે સુંઘવાનું વ્યસન પણ ખરાબ છે માટે તે પણ તમારે સંઘરવું જોઇએ નહીં. તમાકુ એ કંઇ જિંદગાનીને જરૂરની વસ્તુ નથી. કોઇ માણસ વ્હાણ ભાંગવાથી એકાદા એકાંત તમાકુનાં વાવેતરવાળા ટાપુમાં જાય તો શું તમાકુથી તેની ક્ષુધા સંતોષાય? તે ભૂખમરો કબુલ કરશે પણ તમાકુનો ઉપયોગ કદિ કરશે નહીં. તમાકુ ખાવાની ટેવવાળા માણસ પણ કહે છે કે તમાકુ બે ગુણવાળી પણ ત્રણ અવગુણવાળી—

કફ કાટન, બાયુ હરન—વીર્ય હીન, બલછીન;
લોહુકા પાની કરન, દો ગુન અવગુન તીન—

છે. જેમાં અલ્પ ગુણ કરતાં ભારે અવગુણ અધિક તેનો શાણા માણસે સ્વિકાર કરવો જોઇએ નહીં. તમાકુ પીવી એ આંખને અણગમતું, નાકને કંટાળાભરેલું, મગજને ઇજા કરનારૂં અને ફેફસાંને જોખમ ભરેલું છે. તમાકુ સુંઘવાથી નાકમાં, મ્હોમાં અને ગળાંમાં ગંદકી થાય છે અને કપડાંમાં ડાઘા પડે છે.

એ બધા તમાકુના ઉપયોગથી નિપજતા મુખ્ય અવગુણ છે, પણ કેટલેક પ્રસંગે તમાકુનો ઉપયોગ કરનારાને ઘણી મુઝવણ વેઠવી પડે છે. કદાપી, વ્યસનીને પોતાનાં વ્યસન વિષે ઘણી કાળજી હોય છે એટલે, તમાકુનો ઉપયોગ કરનારને એ ચીજ પોતાની પાસે ન હોવાથી મુઝાવવું પડતું નથી. પણ જ્યારે તે મંડળીમાં બેઠો હોય છે ત્યાંરે પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખવાને તેનાથી તમાકુનો ઉપયોગ કરવાનું કે થુંકવા ઉઠવાનું અમર્યાદપણું થયું નથી અને

તેના મનનો તાર સ્થિર રહેતો નથી એટલે તેનાથી પોતા-
નો મત દર્શાવી શકાતો નથી અને તે નુકામો થઇ પડે છે.
જેમ તમાકુ પીવી એ ખરાબ છે તેમ તે ખાવી કે સુંઘવી
એ પણ ખોટું છે:—

"ખાય તેનો ખુણો ને પીયે તેનું ઘર;
સુંઘે તેનાં લુગડાં; એ ત્રણે બરાબર".

પોશાકમાં સફાઇ અને સાદાઇ રાખવી. તમને એમ
લાગવું જોઇએ નહીં કે શરીર જે માત્ર આત્માનું ઢાંકણ
છે તેને ટાપટીપથી ઘણું દીપાવવું એ અગત્યનું છે તેમ
તેને સાફ અને સારૂં લાગે એવું રાખવું એ તમારી ફરજ છે.

દાંત સાફ રાખવાની કાળજી રાખવી. એ કાળજી
ન રાખવાથી ઘણાએક જણનાં મ્હોમાંથી દુર્ગંધિ નીકળે છે
અને તેમના દાંત વ્હેલા પડી જાય છે; દાંત પડી જવાથી
તેમનાથી ખોરાક બરાબર ચવાતો નથી અને તેને લીધે તે-
મની પાચનશક્તિ કમજોર થઇ જાય છે તથા તેમનું શ-
રીર નબળું પડી જાય છે.

(મ). પ્રત્યેક કામ રૂડી રીતે કરવાની ટેવ પાડવી:—

કેટલાએકની લખવાની રીત એવી હોય છે કે તેમને
લખતાં લખતાં કે લખ્યા પછી રહેરચુંથ કરવાની અને
પોતાનું લખાણ ફરીથી વાંચી જવાની જરૂર પડતી નથી,
એનું કારણ એ કે તેમણે ધીરજ રાખી મનમાં ચોક્કસ વિ-
ચાર ગોઠવ્યા પછી તે લખી કાઢવાની ટેવ પાડેલી હોય છે.
જુવાન માણસો સ્વાભાવિક રીતે ઉતાવળા હોય છે અને
તેમનામાં ધીરા રહી સારી રીતે કામ કરવાની સ્થિરતા હો-
તી નથી. તેમને તો ઝડપથી કામ કરવું બહુ ગમે છે અને
તેઓની વાતચિતમાં પણ ફલાણાએ ફલાણું કામ ઘણી
સારી રીતે કર્યું એવું સાંભળવામાં આવવાનાં કરતાં ફ-

લાણુએ ફલાણું કામ એટલી બધી ઝડપથી કર્યું કે કંઇ કહ્યાંનીજ વાત નહીં એવું સાંભળવામાં વધારે આવેછે. ઉતાવળથી ઢંગ વિનાનું કામ કરવામાં હુશીયારી નથીજ; પણ સારી રીતે કામ કરવાની ટેવ પાડી એ અભ્યાસ ચાલુ રાખી સારી રીતે અને ઝડપથી કામ કરવાને શક્તિમાન થવું એમાં હુશીયારી રહેલી છે. એ ટેવ ન હોવાથી કેટલા બધાનો લખ્યાંનો અને વાંચ્યાંનો શ્રમ નિરર્થક જાય છે! એક કવિ એક દિવસમાં ઉત્તમ કવિતાની માત્ર ત્રણજ લીંટીઓ લખતો હોય અને બીજો તેટલાજ વખતમાં જેમ ફાવે તેમ આખી ત્રણસેં લીંટીઓ લખી કાઢતો હોય તો એમ સમજવું કે એક જાથુ અસર અને અમર કીર્તિને માટે લખે છે અને બીજો પોતાના વખતમાં કવિમાં ગણાવવાનાં કોડને માટે જોડકણાં જોડે છે. તમારૂં વાંચન થોડું હોય, તમારૂં સંભાષણ કમ હોય, તમારૂં લખાણ ટુંકું હોય, તેની ચિંતા નહીં પણ તે સારૂં હોવું જોઇએ. યોદ્ધારૂપે નામાંકિત નેપોલીયન બોનાપાર્ટના યશનું રહસ્ય એ હતું કે તે પોતાનું કામ પરિપૂર્ણ રીતે કરતો: સામાં સૈન્યમાં બે ત્રણ વિભાગ જોઇને તે પોતાનાં લશ્કરના વિભાગ પાડતો નહીં; પણ તે પોતાનું સઘળું બળ દુશ્મનની ફોજના અમુક ભાગ ઉપર, એનું નામ કે નિશાન રહેતું નહીં ત્યાં સુધી, અજમાવતો અને ધારેલા થોડા વખતમાં લડાઇ જીતતો.

કોઇ મહાન પુરૂષનાં પ્રયત્ન અને તેનો જય એથી આશ્ચર્ય પામીને એક જણે તેને પુછ્યું કે "તમે આટલું બધું કરી શકો છો તેનું કારણ શું?" તેણે ઉત્તર દીધો જે "તમે આશ્ચર્ય પામો છો એટલું હું કરૂં છું તેનું કારણ આટલુંજ કે હું પ્રત્યેક કામ તેની તેજ વખત ફરીથી જોવું

ન પડે એ રીતે પરિપૂર્ણ કરૂંછું."

(ન). સ્વભાવ ઉપર સત્તા બેસાડવાનાં પ્રયત્ન હમેશાં કરવાં:—

સ્વભાવ ઉપર સત્તા બેસાડવાનું કામ સહેલું નથી. જે માણસ એ સાધ્ય કરે છે તે ખરો શૂરવીર ગણાય છે. કેટલાએકને પોતાના સોબતી સાથે સહવાસને લીધે ઉતાવળથી અને તોછડાઇથી બોલવાની ટેવ પડી જાય છે. એ ટેવ પડતી અટકાવવાને તમારે મર્દાઇ રાખવાની મહેનત કરવી; તમારે અમીરી અને ખુલ્લાં મનનાં બનવું; માત્ર બ્હારથીજ એવાં દેખાવવું નહીં પણ ખરેખર એવાં થવું. કેટલાક માણસનામાં મનની મહાનતા હોય છે તે તરતજ માલમ પડી આવે છે અને તેઓ સામાં માણસનો સ્નેહ આકર્ષે છે. આપણે જાણીએ છઇએ કે મૂળથી માણસ માણસમાં ફેર હોય છે. કેટલાએક જન્મથીજ કુમસા, નાનાં કદના, સંકોચિત અંતઃકરણના અને હલકા સ્વભાવના હોય છે, પણ તેમણે તન તેવુંજ મન રાખવું અને સુધરવું નહીં એનું કંઇ કારણ નથી. કદાપિ નાનપણમાં તેમની સંભાળ રાખનારાઓએ એ બાબતમાં ગફલત કરી હોય પણ પાછળથી તેમણે પોતે પણ ગફલત કરવી એ ઠીક નથી. તમને ઘણીવાર એવા વિદ્યાર્થિ માલમ પડશે કે જેઓ તેમનું દ્રવ્ય સાધન અલ્પ છતાં નિષ્કપટી અને અમીરી સ્વભાવને માટે ઘણું માન પામતા હોય છે, અને એ ઉપરથી તમારે એમ સમજવું કે મનની મહાનતા શ્રીમંતાઇ કે ગરીબાઇ ઉપર આધાર રાખતી નથી.

તમારે તમારી સ્થિતિમાં સંતોષિત રહેવું જોઇએ કેમકે એમ નથી હોતું તો તમે અળખામણા અને તમારી શક્તિનો તમારેજ હાથે નાશ કરનારા થાઓ છો. કોઇ

માણસ સંપૂર્ણ કેળવણી લેવાની ઇચ્છાથી શિખતો હોય— પોતાના સ્વભાવ ઉપર સત્તા બેસાડવાને, ભાષાઓમાં પાવર્ધા થવાને, ગણિત શાસ્ત્રમાં કુશળ થવાને ઇચ્છતો હોય—તેને શું કેળવણીના દરમ્યાનમાં ઘણાંએક વિઘ્ન નડતાં નથી અને તેનાં ઉપર શું ઝાઝાં દુઃખ પડતાં નથી? પણ તેણે જે વખત જેવી સ્થિતિ આવે તે વખત તેવી સ્થિતિમાં ધીરજ ધારી તથા સંતોષ માની એ સઘળાં વિઘ્ન ઉપર જય મેળવી પોતાનું કામ પાર પાડવું એમાં પુરૂષપણું રહેલું છે. વળી, અસંતોષ દૂર કરવાને શેખચલ્લિના જેવા વિચાર કરવાની આદત ન પડે એ વિષે કાળજી રાખવી કેમકે એ આદતથી ઘણું નુકસાન થાય છે. આપણે આપણી વર્તમાન સ્થિતિથી ખુશ હોતા નથી એટલે ધીરજ રાખી શ્રમ કરીને ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવાની સબૂરી આપણામાં ન હોવાને લીધે આપણે કલ્પનાશકિતની પાંખવડે ઊંચા ચઢીને ઇચ્છિત સ્થિતિઓમાં મ્હાલ્યા પછી તેમાંની એક પસંદ કરી તેમાં સ્થિત થઇએ છઇએ. તગદીર અને તદબીર દોસ્તિદાવે એકઠાં થઇને જે મઝા આપી શકે નહીં તે મઝામાં આપણે મ્હશગૂલ થઇ જઇએ છઇએ. એમ કરતાં આપણા આત્મા ઉપર કલ્પનાશકિતની સત્તા બેસી જાય છે, કેમકે રાજદરબારી માણસ, સુભાષિત ભાષણ કર્તા, રાજ્યકર્તા, વિદ્વાન અને મહાન પુરૂષની પંકિતમાં વિરાજવાને સમર્થ થવાને જે શ્રમ અવશ્યનો છે તે શ્રમ લઇને તે મોહોટી સ્થિતિએ પોહોંચવાનાં કરતાં તેમાં છઇએ એવું માની લેવું એ ઘણીજ સહેલી વાત છે. એ રીતે તરંગની લહેરમાં મોજ માણી રહ્યા પછી તમને દુનીયાં નિરસ અને આનંદરહિત લાગે છે. અને તમે તેમાં હોસભેર કામ કરવાને યોગ્ય રહેતા નથી.

(૫) ન્યાય પાકો કરવાની ટેવ પાડવીઃ—

કેટલાએક જણ માણસ જોતાં વારનેજ તેની ચાલચલગત વિષે મત બાંધી દે છે, એજ રીત તેઓ એકાદાં પુસ્તકનાં પાનાં ફેરવી, પાંચ લીંટી આ પાનાંની તો પાંચ લીટી પેલાં પાનાંની વાંચી તે પુસ્તક વિષે ખાત્રિ ભરેલા વિચાર બાંધી દે છે. તમારાં મનમાં એકાદાં માણસ વિષે કે એકાદા ગ્રંથ વિષે એકવાર વ્હેમ ભરાયો તો તે પછી ખસેડી નાખવો મુશ્કેલ છે. એ ન્યાયશકિતને ગુંચવી નાખી તમને પક્ષપાતી બનાવી દે છે. એવી ટેવ પડી જવાથી મન ન્યાયને ન લેખવતાં વ્હેમને માન આપતું થઈ જાય છે. સંપૂર્ણ રીતે ન્યાયી અને પાણીદાર મન હોવું એ કુદરતની દુર્લભ અને અમુલ્ય બક્ષિસ છે. પરંતુ મન એવું હોઈને તે તેની સઘળી ક્રિયામાં કેવળ વ્હેમરહિત હોય એ વળી અધિક દુર્લભ છે. એવું મન જેના ઉપર ઈશ્વરની વિશેષ કૃપા હોય છે તેનુંજ હોય છે.

આપણી પોતાની ચાલચલગત વિષે તોલના કરતાં આપણે એક વાત લક્ષમાંથી જવા દેવી જોઈએ નહીં કે પ્રત્યેક માણસ પોતાને વિષે પોતાની યોગ્યતા કરતાં અધિક ઊંચો મત બાંધેછે. આપણા મિત્રો આપણા ગુણનાં વધારે વખાણ કરે છે અને આપણાં અંતઃકરણ તેમને એથીએ વધારે મુલ્યવાન ગણેછે. આપણી ખામીઓ જોવામાં આવે છે તો લક્ષમાં લીધામાં આવતી નથી અથવા તે નજીવી છે એમ ગણી કાઢવામાં આવી વિચારમાં લેવામાં આવતી નથી અને કદાપી જોવામાં આવેછે તો લક્ષમાં લીધામાં આવતી નથી. આપણા દુશ્મનોનો મત આપણે વિષે જરા વધારે સખતાઈભરેલો હોય છે તો પણ તે ઘણું કરીને ખરો ઠરેછે. આપણે આપણી જે ખામીઓ નહીં જોવાનાં

જોખમમાં હોઈએ છીએ તે ખામી તેઓ આગળ કરી આપણી આંખ ઉઘાડે છે અને જો આપણે તેમની સૂચનાનો લાભ લઈએ છીએ તો આપણામાં સુધારો થાયછે. એ ઉપરથી તમે સમજ્યા હશો કે કોઈ પણ બાબતમાં ન્યાય આપવા પહેલાં તેના ગુણદોષ સારી પેઠે તપાસી જોવા જોઈએ અને એમ કરવાનો મ્હાવરો રાખ્યાથી તમને પાકો ન્યાય કરવાની ટેવ પડશે.

(૬) મિત્રાઈ કરવાં પહેલાં પાકો વિચાર કરવાની અને મિત્રતા બાંધ્યા પછી મિત્ર સાથે રૂડી રીતે વર્તવાની ટેવ રાખવી:—

તમારા બીજા બધા સોબતીઓ કરતાં કેટલાએક સોબતીઓ સાથે તમે વધારે મન મળવોછો અથવા તમારૂં મન વધારે મળી જાય છે. મિત્રાઈની બાબતમાં બે મ્હોટી મુશ્કેલાઈ રહેલી છે. એકતો એ કે ખરો મિત્ર મળવો દુર્લભ છે અને બીજી એ જે તેની મિત્રાઈ નિભાવી રાખવી એ અધિક દુર્લભ છે. જે ઓળખાણ પરિપક્વ થવાથી મિત્રતા બંધાય છે તે પ્રથમતઃ પ્રસંગોપાત થાય છે. જેઓ તમને આલિંગન દેવાને પ્રથમ હાથ પસારે છે તેમાંનો કોઈકજ તમારો મિત્ર થઈને રહે છે. તમારા મિત્ર પસંદ કરવામાં, અને ફલાણો તો તમારો તનમદન દોસ્ત છે એમ કહેવડાવતાં પ્હેલાં, પાકો વિચાર કરજો. મિત્ર પસંદ્ધ કરવામાં તમારે ખશૂસ કરીને યાદ રાખવું કે તમારામાં તેની આદતો, તેની વર્તણૂક, તેની રીતભાત તેના વિચાર, તેની ભાષા, તેની ઢબછબ, એ સઘળાંનો પાશ આવશે અને તેનામાં તમારી આદતો, તમારી વર્તણૂક, તમારી રીતભાત, તમારા વિચાર, તમારી ભાષા, તમારી ઢબછબ એ સઘળાની અસર આવશે; અને એટલા વા-

સ્તે તમારે મિત્રતાને માટે એવા સોબતી પસંદ કરવા કે તેમનામાં સારા સારા ગુણ હોય એટલુંજ નહીં પણ તેની સાથે ખામી એ થોડી હોય. કેટલાએક પોતાના મિત્રો ઉપર ઘણાજ વિશ્વાસ રાખે છે અને તેઓ કદિ પલટાશે નહીં એમ ધારે છે; બીજા કે જેમને અનુભવથી એવું માલમ પડયું હોય છે જે મિત્રો પલટાય છે તેઓ એમ કહે છે કે મિત્રતા વસ્તુતઃ નથી પણ માત્ર નામનીજ છે. પણ એ બન્ને મતમાં અતિશયોકિત જણાય છે અને અતિશયોકિત થઇ એટલે તેમાં સત્યનો વિભાગ થોડો રહે છે. હેઠેનાં વાકયોમાં ઘણું શાણપણ રહેલું છે અને તેમાં આપેલી શિખામણ લક્ષમાં રાખવા લાયક તથા અનુસરવા યોગ્ય છેઃ—

"મધુરી વાણીથી મિત્રોની સંખ્યામાં વધારો થાય છે અને 'જુબાંશીરી તો મુલકગીરી' એ કહેવત મુજબ ઘણી અડચણો દૂર થાય છે. સલાહ રાખવી ઘણા સાથે પણ મસલતને ખાતર તો હજારમાં એકજ ઉપર આધાર રાખવો. જો તને મિત્ર કરવાની ઇચ્છા થાય તો પ્રથમ તેને કસી જોજે અને તેના ઉપર ઇતબાર આણવામાં ઉતાવળ કરીશ નહીં; કેમકે કેટલાએક પોતાના સ્વાર્થની સંધિ ઉપરજ પોતાનું કામ કાઢી લેવાને માટે તારા મિત્ર થવાને આવશે અને દુઃખના દિવસમાં તારો ભાવ પૂછશે નહીં. તારા દુશ્મનોથી દૂર રહે અને મિત્રો સાથે મળીને ચાલ. સાચો મિત્ર મ્હોટો રક્ષણ કર્ત્તા છે અને જેને એવો મિત્ર મળે છે તેને અમુલ્ય હીરો હાથ આવે છે. સાચો મિત્ર જીવનદોરી જેવો છે. જુના મિત્રનો ત્યાગ કરવો નહીં કેમકે નવો મિત્ર તેની બરાબરી કરી શકે નહીં. જે માણસ પક્ષીઓ ભણી પથ્થર ફેંકે છે તે તેમને ગભરાટમાં નાખી ઉરાડી મુકે છે; તેમ જે માણસ પોતાના મિત્રને દોષ દે છે

તે મિત્રતાનો ભંગ કરે છે; કેમકે ઠપકો આપવાથી, પતરાજી બતાવવાથી અથવા છિદ્ર ઉઘાડવાથી પ્રત્યેક મિત્ર પલાયન કરે છે.''

જેને વિષે તમે ઊંચું માન ધરાવતા નહીં હો તે ઘણા સમય સુધી તમારો મિત્ર રહી શકશે નહીં, કેમકે જેને વિષે તમે ઊંચું માન ધરાવતા નહીં હો તેના ઉપર સ્નેહ રાખતાં તમે જૂજ સમયમાં શરમાશો. સ્નેહ માત્ર માનનોજ અનુચર છે. તમારે જેની સાથે મિત્રાઈ બાંધવી અથવા નિભાવી રાખવી હોય તે ગમે તેટલો સુખી કે ગુણવાન હોય તો પણ તમારે તેના ભણી મત્સરની દૃષ્ટિ કરવી નહીં. જે માણસનાં મનમાં એકવાર પણ એવી શંકા ઊઠે કે "મારો મિત્ર મારા કરતાં વધારે સુખી હોય તો મને આનંદ થાય કે નહીં," તે માણસ મિત્રતાનાં લક્ષણથી કેવળ અજ્ઞાન અને મિત્ર થવાને અથવા મિત્ર કરવાને સમૂળો અયોગ્ય છે.

જે મૈત્રિ સર્વોત્તમ હોય છે તેનો આધાર ઘણું કરીને મગજના ગુણ કરતાં અંતઃકરણના ગુણ ઉપર વધારે હોય છે એવું તમને હંમેશ માલમ પડશે; તેમ જેનું અંતઃકરણ શુદ્ધ અને સ્નેહાળ હોય તેનામાં ઊંચી બુદ્ધિ ન હોય એમ કહેવાઈ શકાતું નથી.

મિત્રમાં મુખ્ય ગુણ શાણપણનો હોવો જોઈએ; અને ઉત્કંઠા અને ધાંધલ એ હંમેશાં ભારે શક્તિ અથવા ઘણી શુભેચ્છા દર્શાવવાને અવશ્યનાં નથી. એતો ખરૂં, પણ સાચો મિત્ર કરવાને માટે, તમે તેને તમારી સાથે જે અમુક રીત પ્રમાણે વર્તવો ધારો તેજ રીત પ્રમાણે તમારે તેની સાથે વર્તવાની ખૂબ કાળજી રાખવી જોઈએ.

સાચી મૈત્રિને માટે પરસ્પર ગુણની સમાનતા જોઈ-

એ એ અવશ્યનું જણાતું નથી. જે ગુણ આપણામાં હોતા નથી તે ગુણ સામાં માણસમાં હોય છે તો તેથી આપણે સાનંદાશ્ચર્ય પામીએ છીએ. તે ગુણ આપણાં મનને નવીન લાગે છે અને તેમાંથી, આપણે આપણી પોતાની ખામી સુધારી શકીશું એવું આપણને આનંદયુકત ભાન થાય છે. મિત્રમાં જે દોષ હોય તે તેને બતાવવા અને તેને યોગ્ય ઠપકો આપી તે દોષ તેનામાંથી કાઢી નાખવાનું પ્રયત્ન કરવું એ મિત્રાઇની એક મ્હોટી ફરજ ગણાય છે, તોપણ એ કામ ઘણું જોખમ ભરેલું છે માટે એ બાબતમાં ઘણાં માયાળુપણાં સહિત બહુ સભ્યતા વાપરવી જોઇએ. આ પ્રસંગે હમે આટલું કહેવું અગત્યનું ધારીએ છીએ કે મિત્રતામાં સત્યતા અત્યંત અવશ્યની છે. જેની સત્યતા વિષે જરા પણ શક હોય છે તેનો સહવાસ કરવો આપણને ગમતો નથી. જ્યારે ભાષાનો અસત્યતાનાં વાહન પ્રમાણે ઉપયોગ કરવામાં આવે ત્યારે પ્રત્યેક જણે બીજાઓથી વછૂટાં પડી પોતાનાંજ રહેઠાણમાં અને પોતાનાંજ પેટની ફીકરમાં રહેવું જોઇએ અને મિત્રતાની આશા વેગળી મુકવી. પરંતુ હમારી ઇચ્છા એવી છે કે આ પુસ્તકના સુજ્ઞ વાંચનારાઓને સત્યતા સાચવવાની સુમતિ પોતાનાં અંતઃકરણ શુદ્ધ, સરળ, કોમળ અને સ્નેહાળ રાખવાનો સૂધો વિચાર, પોતાના ઉપર બીજાઓ સ્નેહ રાખે એવી યોગ્યતા, અને સાચા તથા સ્વાર્થ રહિત મિત્રો મેળવવાનો શુભ યોગ, મળો, અને મિત્રતા રૂપી અંકુર યોગ્ય સંભાળથી સપલ્લવ થઇ વૃક્ષરૂપ થાઓ.



# પ્રકરણ ૩ જું*

## અભ્યાસ.

અભ્યાસ કરવો એ સહેલી વાત જણાયછે. અભ્યાસ-ને માટે જગા છે, પુસ્તકો છે અને શો અભ્યાસ કરવાનો છે તેની માહીતી છેઃ ત્યારે એ શિવાય બીજું તમારે શું જોઇએ છે! કેવી રીતે અભ્યાસ કરવો એ તમે જાણવા માગો છો. જ્યારે વિદ્યાર્થિને કશી કાળજી કે કંઇ સંસારિક કામ કરવાની ચોંપ હોતી નથી ત્યારે પણ તેને અભ્યાસ કરતાં અટકાવનારી બાબત ઘણી હોય છે. કેટલીએક વાર નઠારી તનદુરસ્તિને લીધે, અણગમાને લીધે, અભ્યાસને માટે કેવળ અરૂચિ થઇ જવાને લીધે અને હોંસ ન હોવાને લીધે, મન અભ્યાસ કરવાને ઉશ્કેરાતું નથી. કેટલીએક વાર અભ્યાસ કરવાની ઉત્તમ અને સુગમ રીતનાં અજ્ઞાનને લીધે, માઠીલા સોબતીઓને લીધે અને વાર્તાનાં નિરૂપયોગી પુસ્તક વાંચવામાં વખત ગુમાવવાને લીધે, અભ્યાસ થઈ શકતો નથી; અને કેટલીએક વાર આળસને લીધે તથા ભમતા વિચાર ઠેકાણે ન રહેવાને લીધે અભ્યાસમાં મન લાગતું નથી. ઘરમાંથી નીકળીને બ્હાર જવાથી અથવા એક શાળા છોડીને બીજી શાળાએ જવાથી એ મુશ્કેલી દૂર થતી નથી. તમારે આટલું તો ખૂબ યાદ રાખવું કે કોઇને પણ અભ્યાસમાં અંતરની અને બ્હારની આડખીલ થયા વિના રહેતી નથી. ત્યારે તમારાં મનને એવી ટેવ પાડવી જોઇએ કે તેને અટકાવ અને આડખીલ નડે તેટલી વાર સ્વસ્થ રહીને જે જગાએથી તેને કાઢી નાખવામાં આવ્યું હોય તે જગાએ તે પાછું જઇને બેસે અને પોતે જે વિચારમાં પ્રથમ રોકાયું

હોય તે વિચારની સંકળના પાછી ચાલુ રાખી શકે. જ્યાં સુધી તમારૂં મન એ શક્તિ સાધ્ય નહીં કરે ત્યાં સુધી તમે ચપળતાની સ્થિતિમાં આવવાને યોગ્ય થશો નહીં; અને એ શક્તિ તમારામાં ઓછી કે વધતી હશે તેનાં પ્રમાણમાં તમને નડતી આડખીલો નાની કે મ્હોટી માલમ પડશે. અભ્યાસ સંબંધી કેટલીએક સૂચના હેઠે આપેલી છેઃ—

૧. નિત્ય કેટલા કલાક સુધી અભ્યાસ કરવો તે વિષે.

સઘળાને માટે અમુક સમય નક્કિ કરી શકાય એમ નથી, કેમકે એનો આધાર શરીરના બાંધા ઉપર, મનની સ્થિતિ ઉપર, અને દેશની હવા ઉપર રહે છેઃ નબળા બાંધાવાળા માણસથી ઘણો અભ્યાસ થઇ શકતો નથી. અને જો તે જોર જુલમથી એમ કરવા જાય છે તો પોતાનાં શરીરની ખરાબી કરે છે; જેનું મન તીવ્ર હોય છે તેને અભ્યાસ કરવામાં ઘણા સમયની જરૂર પડતી નથી પણ જેનું મન ધીમું હોયછે તેને વધારે સમય સુધી અભ્યાસ કરવાની ફરજ પડે છે; જર્મની દેશમાં કેટલાએક વિદ્યાર્થિ દરરોજ સોળ સોળ કલાક સુધી અભ્યાસ કરે છે પણ આપણા દેશમાં કોઇ વિદ્યાર્થિ એમ કરવા જાય તો તેનો બાંધો તુટી ગયા વિના રહે નહીં. સાધારણ રીતે જોવા જતાં જો દરરોજ છ છ કલાક સુધી બરાબર ધ્યાનપૂર્વક અભ્યાસ થાય તો એમ કરનારો વિદ્યાર્થિ પોતે જે શાસ્ત્રનો કે કળાનો અભ્યાસ કરતો હોય તેમાં કુશળ થયા વિના રહે નહીં. આ ઠેકાણે વિશેષ કહેવાનું એટલું કે મનને રમુજ આપવાને અથવા તાજું કરવાને પરચુરણ વાચનમાં જે વખત જાય તેને ઉપર કહેલા અભ્યાસના છ કલાકમાં ગણવો જોઇએ નહીં.

૨. અભ્યાસ કરતાં શરીરની સ્થિતિ એકજ તરેહની

રાખવી નહીં:—

વાંકા વળીને કે જલાંઠી વાળીને કે અધુકડા બેસીને લાગલાગટ ઘણા સમય સુધી અભ્યાસ કરવાની ટેવ પા-ડવી નહીં, કેમકે એમ કરવાથી કેટલાએક અવયવોને તેમ કેટલીએક રગોને નુકસાન પ્હોંચે છે અને શરીરમાં રોગ પેદા થાય છે. ઉભાં રહીને અભ્યાસ કરવો એ સહુથી સ-રસ છે. પાઠ કરવાના વિષય ઓરડામાં પસાર કરતાં પણ થઈ શકે છે પણ લખવાનાં કામમાં તથા ગણિત શાસ્ત્રમાં એક સ્થળે બેસીને અભ્યાસ કરવો પડે છે; એવે પ્રસંગે થોડીકવાર ઉભાં રહેવું અને થોડીકવાર બેસવું એમ શરીરની સ્થિતિ બદલતાં જવી એ ઘણી સારી વાત છે. મેજ ખુર સીથી અભ્યાસ કરોતો છાતીનો કોઈ ભાગ ઝાઝી વાર સુધી મેજને અડે નહીં એ રીતે બેસવું. રાતે અભ્યાસ કરવામાં દીવેલનો કે મીણબતિનો દીવો વાપરવો સારો છે; કેરોસીન કે સાધારણ રીતે કહેવાતાં નખતેલનો દીવો બાળવાથી આ-ખને નુકસાન પ્હોંચે છે તેમજ તેમાંથી નઠારી વાસ ની-કળે છે તેથી શરીરને પણ ઇજા થાય છે. રાતે અભ્યાસ. કર્યા પછી સૂતી વખત અને સ્હવારે ઉઠતી વખત તમારે આંખો ઉપર ઠંડું પાણી નાખવાની ટેવ રાખવી. છેલ્લે કહેવાનું એટલું કે તમારે અભ્યાસ કરતી વખત બનતાં સુધી ટટાર રહેવાની અને શરીરને જકડી લીધાં જેવું ન લાગે એ રીતનાં કપડાં પહેરવાની આદત પાડવી.

૩. અભ્યાસના સમયમાં વાતચિત કરવી નહીં:—

આ સુચના આપવાનું કારણ એ કે ઘણું કરીને બે વિદ્યાર્થિઓ સાથે રહીને અભ્યાસ કરતા જોવામાં આવે છે. બે જણ એકઠા પાઠ કરવા બેસે છે એટલે તેમાં જે શંકા ઉત્પન્ન થાય તે વિષે એક બીજાને પ્રશ્ન થયા વિના રહેતો

નથી અને એમ થાય છે એટલે પાઠમાં ભંગાણ પડે છે અને તે બરાબર શિખાતો નથી. તમે જે ઓરડામાં કે જગામાં અભ્યાસ કરતા હો તે ઓરડામાં કે જગામાં જો કોઇ પણ જાતની વાતચિત થવા દીધી તો તમારાથી લક્ષપૂર્વક અભ્યાસ થઇ શકશે નહીં. પણ વાંચતાં વાંચતાં એવો કોઇ શબ્દ આવે કે જેનો અર્થ વિગેરે તમે જાણતા ન હો તો શું તમારા સોબતીને પૂછીને તમારે તેનો ખુલાસો કરી લેવો ન જોઇએ? હું કહું છું કે ના, તમારા અભ્યાસનાં સ્થળમાં તો બિલકુલ ગડબડ થવી નજ જોઇએ. જો તમારે તમારા સોબતી સાથે એવી તરેહના ખુલાસા કરવા હોય તો તમારે અભ્યાસને માટે મુકરર કરેલા સમય પેહેલાં અડધો કલાક સાથે બેસીને એક બીજાને જે પુછવાનું હોય તે પુછી લેવું.

કેટલાએકને નાની નાની મંડળીમાં મળીને બધા સાથે મ્હોટે ઘાટે અભ્યાસ કરવાની આદત હોય છે. પણ એ રીત ઘણી ખોટી છે કેમકે એથી આપણું મન સ્વતઃ નિરાળું રહીને અભ્યાસ કરવાની ના પાડે છે અને આંપણને આખી જિંદગાની સુધી સોબતીઓ સાથે રહીને અભ્યાસ કરવાની સંધિ મળતી નથી એટલે આપણે પાછળથી ઘણા હેરાન થઇએ છઇએ.

૪. પ્રત્યેક પ્રકારનો અભ્યાસ પરિપૂર્ણ રીતે કરવો જોઇએઃ—

અભ્યાસ કરવો ને દેશ જીતવો એ બે સમાન છે. તમને જે જે અટકાવ નડે તે તે જો તમે બરાબર રીત જીતતા જશો તો તમને જય ઉપર જય મળતા જશે; પણ જો તમે વચમાં ગઢ કે લશ્કર તાબે કર્યા વગરના રહેવા દેશો તો લાગલુંજ સૈન્ય તમારો પરાજય કરવાને

તમારી પૂંઠે ટાંપી રહેશે અને તમારે પાછી જીત કરવી બા-
કી રહેશે. અભ્યાસને લગતી કોઇ પણ વાત, પછી તે ગમે
તેટલી ઝીણી હોય કે ઓછી અગત્યની જણાતી હોય તો
પણ, તમારે પૂરેપૂરી સમજ્યા વિના મુકી દેવી નહીં. એક
પાઠ અથવા એક પુસ્તક જો તમે સંપૂર્ણ રીતે સમજીને બ-
રાબર વાંચી લેશો તો તમને એવા દસ પાઠ કે એવાં દસ
પુસ્તક અધૂરાં વાંચવા કરતાં બેહદ વધારે ફાયદો થશે.

જ્યારે તમને એકાદા વિષય ઉપર સપૂર્ણ માહીતી
મેળવવાનું મન થાય ત્યારે તમારે તેને પ્રત્યેક બાજુએથી
તપાસી જોવો; અને તેને લગતાં પુસ્તક ખૂબ ધ્યાનથી
વાંચવાં. એ પ્રમાણે જો તમારી માહીતીમાં તમે વધારો
કર્યા જશો તો તમારા જોવામાં થોડાં પુસ્તક આવશે, પણ
તમારૂં ઉપયોગી જ્ઞાન પુષ્કળ વૃદ્ધિ પામશે. તમે બીજી
ભાષાનું જે પુસ્તક શિખતા હો તેનો તરજુમો તમારી ભા-
ષામાં હોય તો તેનો તમારે ઝાઝો ઉપયોગ કરવો નહીંઃ
તમે તમારાજ પગવડે ઉભા રહો એમ જો ન હોયતો તમારે
લાકડાંની ઘોડીઓ વાપરવી નહીં કેમકે એથી તમે એમ-,
ના એમ ચાલવાને સમૂળગા શકિતમાન થવા પામશો નહીં.

૫. શ્રમયુકત અભ્યાસ કરવાની ટેવ રાખવીઃ—

અભ્યાસ એક માણસને કઠણ લાગે છે અને બીજા
માણસને સહેલો જણાય છે એટલુંજ નહીં પણ જે અ-
ભ્યાસ તમને આજે સરળ માલમ પડે છે તેજ અભ્યાસ
તમને બીજે કોઇ વખતે અત્યંત કંટાળા ભરેલો થઇ પડે
છે; એનું કારણ એકે આજે તમારૂં ધ્યાન જેટલું સ્થિર હો-
ય છે તેટલું સ્થિર બીજે વખતે હોતું નથી. તનદુરસ્તિ તે-
વીને તેવીજ હોય અને તેની સાથે મનની સ્થિરતા તેવીને
તેવીજ હોય તો અભ્યાસ સઘળે સમયે સરખો રૂચીકર લા-

ગે. પરંતુ જેમને એ વિષેનો અનુભવ થયલો છે તેમાંનો કોણ નાકબુલ કરશે કે ભર શિયાળાની કડકડિત ઠંડીમાં જ્યારે ફરવા હરવાનું ઝાઝું મન થતું નથી ત્યારે, મનોહર સુંદરતાથી ફરવા હરવાને લલચાવતી સમસિતોષ્ણ વસંત ઋતુ કરતાં, અભ્યાસ કરવો ઘણોજ સહેલો લાગે છે! જ્યારે તમને અભ્યાસ કરવો ન ગમતો હોય, જ્યારે તમારૂં મન આળસુ અને શરીર સુસ્ત થઇ જાય ત્યારે તો તમારે વધારે વખત સુધી અભ્યાસ કરવાની દાનત રાખવી; કેમકે બીજી બધી વસ્તુઓ તો જોર અથવા જરથી મેળવી શકાય છે પણ જ્ઞાન તો માત્ર અભ્યાસથીજ પ્રાપ્ત થઇ શકે છે.

ધ્યાન એકાગ્ર કરવાને શકિતમાન થવું એ એટલું બધું લાભકારક છે કે જે માણસોની દૈવયોગથી આંખો ગઇ છે તેઓ, એ હાનિના બદલામાં તેમને પોતાનું ધ્યાન વધારે દૃઢ કરવાની જે શકિત મળી તેને સારૂ અતી મનોરંજક, સુંદર અને આનંદદાયક વસ્તુઓ જોવાની ખામી આવી, તેથી, ખુશી થયા છે. તમે અમુક વિદ્વાન પુરૂષ બતાવી 'તે બાળપણમાં મૂર્ખ હતો—તેણે પાઠશાળામાં પરીક્ષાઓ આપી ન હતી—તેને કોઇ હુશીયારમાં લેખતું નહીં' એમ ભલે કહો પણ એટલું નક્કિ યાદ રાખજો કે બાળપણમાં નહીં, તો મ્હોટપણમાં પણ સકત મહેનત લઇ કેટલાક સમય સુધી ધ્યાનપૂર્વક અભ્યાસ કર્યા વિનાં તે કદાપિ કાળે કોટિ ઉપાયે પ્રસિદ્ધિ પામત નહીં. એ ઉપરથી તમારે નિઃશંક રીતે સમજવું કે ભારે શ્રમ વિના પ્રસિદ્ધિ પ્રાપ્ત થતી નથી. શ્રેષ્ઠતા મેળવવાની ઉત્કંઠા તમારામાં ગમે તેટલી હશે તો તેથી તમારૂં કામ સરવાનું નથી. મહાનતાની ઇચ્છા કરવાથી—કલ્પના કરવાથી—ઝંખના રાખવાથી—તમે ક-

દિ મહાન થશો નહીં. પર્વતનાં શિખર ઉપર ઝુકી રહેલાં કીર્તિનાં દેવાલય સુધી પ્હોંચવાનો જો તમને ભાવ હોય તો હેઠે ઉભા રહી તે દેવલ સામું જોઇ સાનંદાશ્ચર્ય પામવાથી તમારૂં કંઇ વળશે નહીં, પણ જ્યારે તમે કમર કસીને 'અર્થં સાધયામિ કે દેહંપાતયામિ' એવું પણ લઇ તે પર્વત ઉપર ચ્હડવાનો અસહ્ય શ્રમ લેશો ત્યારેજ ઇશ્વર કૃપાથી તમારો મનોર્થ પાર પડશે. શ્રેષ્ટતા સંપાદન કરવાને શ્રમયુકત અભ્યાસ અને જન-સ્વભાવનું આગ્રહયુકત અવલોકન એ અવશ્યનાં છે. પહેલાં સાધન વડે તમારે શાસ્ત્રીય વિષયોમાં કુશળ થવું જોઇએ અને બીજાં સાધન વડે તમારે મનુષ્ય સંબંધી, અને વિશેષે કરીને તમારા દેશી જનની પ્રકૃતી અને બુદ્ધિ સંબંધી, માહીતી મેળવવી જોઇએ. આપણામાં જે બુદ્ધિ રહેલી હોય તેનો અને આપણને જે સંધિઓ મળે તેનો આપણે બને તેટલો લાભ લેવો જોઇએ; અને મહાન પુરૂષોની તૂલના, તથા ફલાણું કાર્ય તો અશકય છે એવો ડર એથી ના હિંમત ન થઇ જતાં આપણે બધુંજ કરવાને શકિતમાન છઇએ એમ માનવું જોઇએ, કેમકે હિંમત, આગ્રહ અને દૃઢ સંકલ્પ આગળ કશું અસાધ્ય છેજ નહીં. વસ્તુઓના ઉપલક્રિયાં જ્ઞાનથી ન સંતોષાતાં તમારે સંપૂર્ણ સમજણ પડે ત્યાં સુધી તેને ઠેઠ સુધી તપાસવી. એકાદા વિષયનું જ્ઞાન પ્રાપ્ત કરવાની તમને જે પળે જિજ્ઞાસા થાય તેજ પળે તમારે તે વિષેની શંકાઓનું નિવારણ કરવું; કેમકે જો એ પળ જવા દીધી તો એવી ઇચ્છા તમને પાછી થશે નહીં અને તમે અજ્ઞાનમાં રહેશો. જે ટેવ પાડવાની હું તમને ભલામણ કરૂં છું તે તમને માત્ર વિદ્યાર્થિની સ્થિતિમાંજ નહીં પણ જિવતર પર્યંત ઉપયોગી થઇ પડે એમ છે.

આ પ્રસંગે મારે વધારે કહેવું જોઇએ કે જેને શ્રમ-યુકત અભ્યાસથી પોતાનાં મનને કેળવવાની અને આગ્રહ-યુકત વિચારથી પોતાના મનને દૃઢ કરવાની ઇચ્છા હોય તેણે પોતે જે અભ્યાસ કરતો હોય તે અભ્યાસ વિષે રાવ ખાવી જોઇએ નહીં. "જે અભ્યાસ હમને આગળ જતાં ઉપયોગી થઇ પડે એવો નથી, તે અભ્યાસ વગર લેવે દેવે હમારી પાસે શું કરવાને કરાવવામાં આવે છે!" એવી ફરીયાદ વિદ્યાર્થિઓને મ્હોએથી આપણા સાંભળવામાં ઘણીવાર આવે છે. કોઇ કહે છે કે "મારે સંસ્કૃતના અભ્યાસની માથાકુટ શું કરવા જોઇએ? મારે શાસ્ત્રિ થવું નથી પણ વ્યાપારી થવું છે." બીજો કહે છે કે "મારે ભૂગોળ-વિદ્યા જાણીને શું કામ છે! કારકુનીમાં એનો ખપ પડવાનો નથી." પરંતુ એવી ફરીયાદ કરનારા કેળવણીનો હેતુ બિલકુલ સમજતા નથી. તેમણે ખચૂસ કરીને જાણવું જોઇએ કે અભ્યાસનો મહાન હેતુ મનને આગળ જતાં તે ઉપયોગી સાધન સરખું થઇ પડે એવી યોગ્યતાએ આણવું એ છે. તમારી વિદ્યાર્થિની સ્થિતિમાં તમે શુષ્ક, કઠણ, નિરસ—તમારા ધારવા પ્રમાણે આગળ જતાં કંઇ કામમાં ન આવે એવો—અભ્યાસ કરોછો: ભલે એમ માનો, પણ જો તમે તમારાં મનને એ શુષ્ક, કઠણ, નિરસ અને નિરૂપયોગી અભ્યાસ કરવાની ફરજ પાડોછો તો તમે તેને આગળ જતાં તમે જેમ ફરમાવો તેમ તે તમારી મરજીને તાબે થાય એવું થવાને યોગ્ય કરોછો. એમ ધારો કે તમારા શિક્ષકો તમારી પાસે જાદુનો જુઠ્ઠો અને નકામો અભ્યાસ કરાવે તો તે તમારે ન કરવો એવી મારી સલાહ નથી; મારી શિખામણ તો તમને એવી છે કે તે અભ્યાસ તમ.રે તન દઇને લક્ષપૂર્વક કરવો; કેમકે એથી ત-

મને જાદુનું ભોપાળું બરાબર માલમ પડશે અને તેથી તમારૂં મન પાકું થવાને લીધે તમે આગળ જતાં કીમીઆ વિગેરેના છંદમાં ભોળવાઇ પડી ગાંઠની મુડી નહીં ગુમાવો.

તમે ભૂમિતિનો અભ્યાસ કરતા હો; આગળ જતાં તમે દુનીયાદારીની જંજાળમાં એટલા બધા ગુંથાયા અને ગુંચવાયા રહો કે તમને એકે સિદ્ધાંત યાદ ન રહે પણ માત્ર પુસ્તકનું નામજ યાદ રહે તો તેની કાંઇ ચિંતા નહીં. પરંતુ જેમણે ભૂમીતિનો અભ્યાસ કર્યો હશે તે તમને કહેશે કે એથી મન પુષ્ટ થાય છે અને ચોક્કસ રીતે વિચાર કરવાની ટેવ પડે છે. ભૂગોળવિદ્યાનો અને ઇતિહાસનો તમે જે વખતે અભ્યાસ કરતા હો તે વખતે તેની જરૂર નથી એમ તમે ધારો પણ આગળ જતાં તમને માલમ પડે છે કે પૃથ્વિનાં પૃષ્ટ ઉપરના જુદા જુદા દેશની સ્થિતિ અને ત્યાંની જુદી જુદી પ્રજાનાં સ્વભાવ, ગુણ, પરાક્રમ—તેમની ચઢતી પડતી અને તેનાં કારણ—જાણી તેમાંથી સાર કાઢવાને અને તે ઉપરથી તમારી પ્રજાની નીતિનું સ્વરૂપ સ્થાઇ કરવાને ભૂગોળવિદ્યા અને ઇતિહાસ એ અતિ અવશ્યનાં છે.

યાંત્રિક શાસ્ત્ર, રસાયન શાસ્ત્ર, ખગોળવિદ્યા વિગેરે તત્વજ્ઞાન સંબંધી શાસ્ત્રનો અભ્યાસ નિરર્થક છે એમ તમને પ્રથમ લાગશે પણ આગળ જતાં તમારી ખાત્રી થશે કે એથી મનનાં ચક્ષુ ઉઘડે છે અને તે ઊચા પ્રકારનું જ્ઞાન સંપાદન કરવાને શકિતમાન થાય છે. રપતે રપતે તે સઘળી સૃષ્ટિને આપણી આજ્ઞામાં આણે છે અને આપણા વિચારને સૃષ્ટિના સરજનહાર સાથે એક તારમાં જોડે છે. એવા પ્રકારના પ્રત્યેક અભ્યાસથી મનની ભીન વિસ્તીર્ણ અને વિશાળ થાય છે અને એ વિના તે કદી મહાન થવા પામતું નથી.

૬ અભ્યાસ કેવળ બંધ કરીને મનને વિશ્રાન્તિ આપવાનાં કરતાં જુદા જુદા પ્રકારના અભ્યાસથી મનને આરામીયત આપવાની ટૈવ પાડવીઃ—

મનને હંમેશાં ઘણા સમય સુધી એકજ અભ્યાસમાં પરોવી મુકી શકે એવા થોડાકજ હોય છે તેમ એ રીતે મનને થકવી નાખવું એ હિતકારક નથી માટે તેને નકામું ન રાખતાં જુદે જુદે સમયે જુદા જુદા અભ્યાસમાં રોકવું એ સારૂં છે. એમ ધારો કે તમે બીજગણિતનો અભ્યાસ કરતા હો. બે ત્રણ કલાક સુધી બરાબર લક્ષપૂર્વક અભ્યાસ કર્યા પછી તમને થાક અને કંટાળો લાગે છે એટલે તમે સોલેટ, પેન અને ચોપડી આઘી મુકી જેટલીવાર અભ્યાસ કરોછો તેટલીવાર આરામ લો છો. એ રીતે તમારો એટલો બધો વખત અકારથ ગયો એમ કહેવામાં કંઇ બાધ નડતો નથી. પણ જો તમે બીજગણિત કોરાણે મુકીને ઘણો આરામ લેવાને બદલે ઇતિહાસનું પુસ્તક હાથમાં લીધું હોત તો તમારૂં મન નવા અભ્યાસથી તાજું થાત અને તમારો વખત વ્યર્થ જાત નહીં.

જર્મન વિદ્યાર્થિઓ દરરોજ સોળ સોળ કલાક સુધી અભ્યાસ કરે છે એ જરા આશ્ચર્યકારક જણાય ખરૂં પણ એમ કરવાને તેઓ શી રીતે શક્તિમાન થાય છે તે જાણ્યા પછી એટલી તાજુબી લાગતી નથી. તેઓ બે ત્રણ વિષય પસંદ કરી એકના અભ્યાસથી મન કંટાળવા આવે એટલે તે બંધ કરી બીજો વિષય વાંચવા માંડે છે, અને બીજો વિષય અરૂચ થવા માંડે એટલે તેને કોરાણે મુકી ત્રીજો વિષય હાથમાં લે છે. એ રીતે તેઓ વખત પણ નકામો જવા દેતા નથી, મનને પણ કંટાળો આપતા નથી અને શરીરને પણ થાક લાગવા દેતા નથી.

# પ્રકરણ ૪ થું*

## વાંચન.

જેમ તનની પુષ્ટિને માટે ખોરાક જરૂરનો છે તેમ મનનાં પોષણને વાસ્તે વાંચન અવશ્યનું છે. ન્યાયશકિત પાકી કરવાને માટે તમારે ઇતિહાસથી વર્તમાનકાળ અને ભૂતકાળની તોલના કરવાને શકિતમાન થવું જોઇએ, અને મનને બલિષ્ટ બનાવવાને સારૂ તમારે સારા સારા વિદ્વાનોના ગ્રંથનો ઉપયોગ કરવો જોઇએ. જેને વાંચન ઉપર પ્રેમ હોતો નથી તે કોઇ પ્રસંગે શ્રેષ્ટ થવા પામતો નથી. વાંચનના હેતુ જુદા જુદા હોય છે. વિદ્યાર્થિ જ્ઞાન મેળવવાને માટે કે મનને કઠણ અભ્યાસમાંથી મોકળું કરવાને માટે કે સુંદર શૈલી લખતાં આવડે એટલા માટે વાંચે છે; તે ઇતિહાસ વાંચે છે અને તેને જુદી જુદી સ્થિતિમાં અમુક જન-સમુદાય કેવી રીતે વર્તેલો તેનું જ્ઞાન થાય છે; એ જ્ઞાન ઉપરથી તે નિર્ણય કાઢે છે, તેના વિચારે વિસ્તાર પામે છે, તેની સારાસાર સમજવાની શકિત પાકી થાય છે અને ભૂતકાળનો અનુભવ તે પોતાનો કરી લે છે; તે વાર્તાનાં કે પ્રવાસનાં પુસ્તક વાંચે છે અને તેનું મન તાજું થાય છે; અને તે છટાદાર ભાષાના ગ્રંથ વાંચે છે અને તેને સારી ઇમારતમાં પોતાના વિચાર દર્શાવતાં આવડે છે.

ઉપર કહેલા હેતુમાંથી ગમત શિવાયના કોઇ પણ હેતુને માટે ખાસ બીજા વિચારની સાથે વાંચવું જોઇએ. આપણે સાધારણ રીતે જોઇએ છઇએ કે જેઓ ઘણી ચોપડીઓ વાંચે છે તેઓનામાં ઉપયોગી જ્ઞાન હોય છે ઘણુંજ થોડું. તેઓ મ્હોટું પુસ્તકખાનું રાખે છે પણ તે ડોળને

માટેજ. એકવાર એક વિદ્વાન ગ્રંથકર્તાનાં પુસ્તકના જૂજ ભંડોળ વિષે કોઇએ મજાક કરી ત્યારે તેણે હસીને કહ્યું કે "જ્યારે મને પુસ્તકની તંગી લાગે છે ત્યારે હું પુસ્તક રચું છું". ઉતાવળિયા વાંચનારા ઘણું કરીને તેલીના બેલ જેવા હોય છે: તેઓ વાંચે છે ઘણું પણ જ્ઞાનના સંબંધમાં તેવાને તેવાજ રહે છે; તેલીનો બળદ આખો દહાડો ચાલ ચાલ કરે છે પણ સાંજને છેડે પ્રથમ હોય ત્યાંનો ત્યાંજ હોય છે. જો વિદ્યાર્થિમે વાંચનથી લાભ મેળવવાની ઇચ્છા હોય તો તેણે ધીમે ધીમે ઘણા વિચારની સાથે વાંચવું જોઇએ. જો પેટમાં ગમે તે જાતનો અથવા ચાવ્યા વગરનો કે પુષ્કળ ખોરાક ઉતારી દીધો હોય તો શું તે પાચન થઇને શરીરને પુષ્ટિ આપશે ખરો? બેશક નહીં આપે. એજ રીતે નકામું અથવા વિચાર વગરનું કે ઘણું વાંચન મનને ફાયદો કરતું નથી. જૂના વખતમાં છાપવાની કળા નહતી તેથી જેને જે પુસ્તક જોઇતું તેને તે પુસ્તક લખવું પડતું. એથી પુસ્તક વાંચવામાં આવતાં થોડાં, પણ સમજાતાં સંપૂર્ણ રીતે; અને તેથી બહુ ફાયદો થતો. આજ છાપવાની કળાને લીધે પુસ્તકનો પ્રસાર ઘણો થાય છે પણ વાસ્તવિક જ્ઞાનની પ્રાપ્તિ ઓછી જણાય છે. આપણે વ્યાસ અને વાલ્મિક જેવી કવિતા કે વસિષ્ઠ જેવું તત્વજ્ઞાન લખવાને શક્તિમાન નથી, તેનું કારણ એ કે આપણે એક વિષય વાંચી તે ઉપર ખૂબ વિચાર કરતા નથી. વાલ્મિકને વાસ્તે એવું કહેવાય છે કે તે પ્રથમ મૂર્ખ હતો પણ તેણે 'રામ, રામ' એવું ઘણાં વર્ષ સુધી રટણ કર્યા કીધું અને તપ કીધું તેથી એ રામાયણનો ગ્રંથ રચવાને સમર્થ થયો અને એણે કાવ્ય રચનાથી પોતાનું નામ અમર કીધું. જૂજ સ્વભાષાનું અને જૂજ અંગ્રેજી ભા-

ષાનું જ્ઞાન જોને છે તેઓ એ વાત અસંભવિત ગણી હસી કાઢે છે, પણ એ સત્ય છે એમ અને એમાં જે મર્મ રહેલો છે તે, તેઓ સમજતા નથી. વાલ્મિકે રામ સંબંધી સઘળી હકીકતનું સંપૂર્ણ જ્ઞાન સંપાદન કરવાને ઘણાં વર્ષ સુધી અપૂર્વ શ્રમ લઇને તેનો તેજ વિષય પાછો પુષ્કળ મનનથી પોતાનાં મનમાં રમાડી મુકયો હશે અને એ શ્રમ—રટણ અને એ મનન—તપ, તે સદગુણી—જ્ઞાની રઘુરાજ વંશ કુળ દીપક—વીર પુરૂષ શ્રી રામચંદ્રનું પરિપૂર્ણ વૃત્તાંત લખવાની એની મૂળ ઉત્કંઠિત હોંસ સાથે એક રસ થઇ જવાથી, એ પોતાનો દૃઢ—શુભ—સંકલ્પ સિધ્ધ કરવાને રામાયણ જેવા રસ, નીતિ, બોધ, જ્ઞાનથી ભરપૂર અને મહા સમર્થ ગ્રંથ રચવાને—શકિતમાન થયો. એ ઉપરથી સિધ્ધ થાય છે કે ઘણાં વાંચનથી જ્ઞાન પ્રાપ્ત થતું નથી પણ થોડું અને વિચારની સાથે વાંચવાથી ઘણું આવડે છે.

નઠારાં—અનીતિનાં—પુસ્તક વાંચવાં નહીં. એથી મન ઉપર માઠી અસર થાય છે અને તે ન કરવાનાં કામ કરવાને ઉસ્કેરાય છે. તે ઇશ્વરનો કે નીતિ તુટવાનો ડર ન રાખતાં પાપકર્મ કરવાને પ્રવૃત્ત થાય છે. વળી મનુષ્ય માત્રને સારાં લક્ષણ ગ્રહણ કરવા કરતાં નઠારાં લક્ષણ ગ્રહણ કરવામાં વાર લાગતી નથી અને નઠારાં પુસ્તક વાંચવાથી નઠારાં લક્ષણ આવડે છે એટલુંજ નહીં પણ અમુલ્ય સમય અકારથ જાય છે. ત્યારે તમારે સારાં પુસ્તક પસંદ કરી તે નીચે આપેલી રીતે વાંચવાંઃ—

તમે જે પુસ્તક વાંચવા બેસો તેનું પ્રથમ તમારે ટેટલ પેજ—મૂળ-મુખપત્ર જોવું અને તપાસવું કે એ પુસ્તક કોણે લખ્યું છે—કે એણે કંઇ બીજાં પુસ્તક રચ્યાં છે અને રચ્યાં છે તો તેમનું સાધારણ સ્વરૂપ કેવું છે.

એટલું કર્યા પછી તેની પ્રસ્તાવના વાંચો અને પુસ્તકનો હેતુ ધ્યાનમાં લો. પછી પુસ્તકની અનુક્રમણિકા વાંચો અને જુઓ કે તેમાં વિષયના વિભાગ કેવા પાડેલા છે. ત્યાર બાદ તેમાંનું એક પ્રકરણ વાંચી તેમાં જે રીતે વિષય વર્ણવેલો હોય તે રીત ઉપરથી બીજું પ્રકરણ વાંચવું. અને જો એ પ્રમાણે વાંચતાં એવું ધ્યાનમાં આવે કે પુસ્તકમાં ઝાઝો માલ નથી તો તે તમારે પડતું મુકવું; એથી ઉલટું જો તમને એમ લાગે કે પુસ્તક ઉપયોગી છે તો તમારે પાછી અનુક્રમણિકા લક્ષપૂર્વક જોઇ જઇને ચોપડી બંધ કરવી અને આખાં પુસ્તકની બાંધણી તમારાં મનમાં બરાબર ઉતરી છે કે નહીં તે નક્કિ કરવું. એટલું નક્કિ કર્યા વગર તમારે આગળ વાંચવું નહીં. પુસ્તકની રચના બરાબર મનમાં આણ્યા પછી સાંકળિયાં ઉપરથીજ પહેલાં પ્રકરણનો તમારાં મનમાં ચીતાર પાડીને વાંચવા માંડો. પ્રત્યેક વાકય પૂરૂં થાય કે તમારે તમારાં મન સાથે વિચાર કરવો કે "એ વાકય હું બરાબર સમજ્યો છું ખરો ? એ વાકયની મતલબ સાચી, અગત્યની અને દલીલસર છે? એ વાકયમાં કંઇ યાદ રાખવા લાયક કિંમતી માહીતી છે?" પ્રત્યેક પાનું વાંચીને એજ રીતે વિચાર કરવો અને પ્રકરણ પૂરૂં થાય એટલે પણ એજ રીતની તપાસ કરીને જોવું કે ગ્રંથકારે એમાં શો સાર બતાવવો ધારેલો અને તે તેણે કેવી રીતે દર્શાવ્યો છે. એ પ્રમાણે પ્રત્યેક પ્રકરણ વિષે વિચાર કરી તેમાંનું લખાણ ફરીથી વાંચવા લાયક, સાચું, સુંદર, દલીલસર, સ્પષ્ટ, અનુભવયુકત છે કે એથી ઉલટું છે તે વિષેનું ટાંચણ કરવું અને એ મુજબ આખું પુસ્તક પૂરૂં વાંચવું. એ રીતે વાંચતાં વાર બહુ લાગશે, પણ એ વાંચન કિંમતી ઘણું થઇ પડશે. એ પ્રમાણે જો તમે એક ચો-

પડી વાંચશો તો તે ૧૫-૨૦ ચોપડી ઉતાવળથી વાંચવાના કરતાં વધારે ફાયદો કરશે. એથી તમને વાંચવાની સાથે વિચાર કરવાની, ન્યાય કરવાની અને સારાસાર સમજી કણ અને ફેંસલા નિરાળા પાડવાની જરૂર પડશે તેને લીધે એ પ્રમાણેના નિર્ણયથી નક્કિ કરેલા વિચાર તમારાં મનમાં જ્યારે જોઈએ ત્યારે ઉપયોગમાં આણી શકાય એ રીતે ઠસી રહેશે. તમે જે વાંચો તે તમારૂં પોતાનું કરી લેવાને માટે તમારે વાંચતાં વિચાર કરવો જોઈએ: જેમ જેમ વાંચતા જાઓ તેમ તેમ વિચાર કરવો જોઈએ અને વાંચી રહ્યા પછી વિચાર કરવો જોઈએ. એ પ્રમાણેના વાંચનથી શૈલી સુધરે છે, જ્ઞાન વૃદ્ધિ પામે છે અને મનની શક્તિઓ સારી રીતે ઉદ્યોગી રહે છે.

સમાપ્તિમાં ફરીથી કહેવાનું એટલુંજ કે ઘણું વાંચવામાં માલ નથી પણ જેટલું વાંચવામાં આવે તેટલું વિચારની સાથે વાંચવું એ લાભકારક છે.

---

# પ્રકરણ ૫ મું*

## સમય.

વખતનો વેગ ઘણો જલદ છે એમ કહેવું બહુ સહેલું છે પણ એવા વખત નિરર્થક ન જાય એ રીતે તેનો ઉપયોગ કરવો એ અતિ અઘરૂં છે અને બીજામાં એવી ઊત્કંઠા ઉત્પન્ન કરવી એ વળી એથીએ વધારે મુશ્કેલ છે. ઘણું કરીને કરકસર કરનારો માણસ પાંચ પૈસા ભેગા કરી શકે છે; એની આવક ઘણી હોતી નથી પણ એ પૈસો બચાવવામાં ઘણી કાળજી અને ખરચવામાં ઘણી સાવચેતી

રાખે છે. સમયને માટે પણ એમજ છે; તે ઘણો કિંમતી છે અને તેનો કાળજીથી અને સાવચેતીથી ઉપયોગ કરવો જોઇએ, પણ આપણાંમાંના ઘણાખરા એ બાબતમાં ઘેતાળ અને અવિચારી ઠરે છે.

સમયનો રૂડો ઉપયોગ કરવો એ અવશ્યનું છે; કેમકે આપણી જિંદગાનીમાં ઉપયોગી કરી શકાય એવો વખત આપણે હાથ ઘણો થોડો આવેછેઃ—ઊંઘમાં, રોજની ટેવો સંતોખવામાં, ઠાલી ટાપટીપમાં, ખોટા વિવેકમાં, રોગની પીડામાં અને ઉન્માદમાં આપણાં જીવતરનો જેટલો સમય જાયછે તેટલો સમય જો આપણે તેમાંથી બાદ કરીએ તો આપણે ભાગે ઉપયોગી કામમાં વાપરવા જોગો વખત ઘણોજ થોડો રહેછે. એટલા માટે પ્રત્યેક દિવસે સહવારે, સાંજ પડતાં સુધીમાં તમારે કયું અને કેટલું કામ કરવુંછે તેનો વિચાર કરવો અને પછી તે અમલમાં આણવામાં જરા એ વખત નકામો જવા દેવો નહીં. સૂતી વખત, દિવસે તમે જે કામ કર્યું હોય તેનો ફરી વિચાર કરીને તમારે તપાસવું કે ધારેલાં કામમાંથી કશું કરવાનું બાકી તો રહ્યું નથી.

વિદ્યાર્થિની આજુબાજુ અમુક ચોર ટાંપી રહેછે અને એનું પ્રતિદિન ઘણુંએક અનહિત કરેછે. એ ચોર પારખી શકાય એટલા માટે હું તેમનું વર્ણન આપું છું:—

૧. ઊંઘ—

ઊંઘની ટેવ વધારતાં જવા સરખું સહેલું બીજું કશું નથી. એથી રહેતે રહેતે ૨૪ કલાકમાંથી આઠ-દસ કલાક ઊંઘતાં જાયછે અને એટલી ઊંઘ ન કાઢીએ તો તબીયત બગડેછે. વૈદોનો સાધારણ મત એવો છે કે આરોગ્યતાને અર્થે માણસને છ કલાકની ઊંઘ પૂરતી છે.

અને જો બીછાનામાં લેટતાંવારને તરત ઊંઘ આવી જતી હોય તો છ કલાક ઉપરાંત બીછાનામાં પડી રહેવું એમાં વખત નકામો જાયછે; અને જો એટલો નકામો જતો વખત ઉપયોગી અભ્યાસમાં રોકવામાં આવે તો તેથી વિદ્યાર્થિને કેટલો બધો ફાયદો થાય! એમ ધારો કે ઊંઘતાં પહેલાં અને ઊઠવાની અગાઉ ઊંઘની અને જાગૃતિની આનાકાનીમાં અડધો અડધો કલાક ખીજો જાય તોપણ સાત કલાક જતાં દર રોજ એક એક કલાક અભ્યાસમાં આયતો મળે એ કંઇ થોડું લાભકારક નથી. પરંતુ વધારે ઊંઘથી માત્ર વિનાકારણ વખત જાય એટલોજ ગેરફાયદો નથી; એથી તન અને મન સુસ્ત થઇ જાયછે અને તેની શક્તિમાં ઘટાડો થાયછે. હવે એ પ્રમાણે ફાજલ પડેલા એક કલાકમાં ઓછી ઊંઘની ટેવને લીધે તન અને મન, જાગૃત રહેવાથી અને અભ્યાસ કરવામાં વધારે ઉમંગી હોવાનાં કારણથી, વધારે અભ્યાસ કરવાને સમર્થ થાય એ પાંતીના આસરે બીજા બે કલાક ઊમેરીએ તો દર રોજ ત્રણત્રણ કલાકનો ઊગારો પડે. આ પ્રસંગે વધારે કહેવાનું એ કે જમ્યા પછી ઊંઘવાની ટેવ પાડવી નહીં. જો સુસ્તિની, તાવની, ઉદાસીની, અશક્તિની, માથું ભારે લાગવાની અને પાચનશક્તિ મંદ પાડવાની મરજી હોય તોજ એ ટેવ પાડવી.

૨. સુસ્તિઃ—

મા કે બાપમાં અને છોકરાંમાં જેટલો તફાવત છે તેટલો અંતર સુસ્તિ અને આળસમાં છે; અર્થાત આળસ સુસ્તિનો પરિણામ છે. જે કામ આપણે હમણાં કરવું જોઇએ તે કામ હવે થોડીવાર પછી થઇ રહેશે એમ કરીને ઓળંભે નાખવાની મંદતા રાખવી એ સુસ્તિ કહે-

વાય. એ પ્રમાણે જો બે ચાર વાર સુસ્તિ કરી તો પછી એની ટેવ પડી જશે, અને જો એ વૃત્તિને અસલથીજ દાબી રાખી તો તે વધી જઈને નુકસાનકારક થઈ પડશે નહીં અને આળસાઈ આવશે નહીં.

૩. આળસઃ—

આળસને લીધે મન ઉપર કાટ ચઢી જાય છે એવું કહેવું ખરૂં છે. આળસની ટેવ પડતાં વાર લાગતી નથી. પ્રથમ તે ધીમે ધીમે પ્રવેશ કરે છે અને પછી એકાદા હથીયારબંધ માણસના જેટલી અક્કડાઈની સાથે મન ઉપર ચઢી બેસે છે; માટે આળસની ટેવ ન પડે એ વિષે પ્રત્યેક જણે અને વિશેષે કરીને વિદ્યાર્થિએ ઘણી કાળજી રાખવી જરૂરની છે.

૪. વળી એક કામનો આરંભ કરીને તે અધુરૂં મુકી બીજું કામ હાથમાં લેવાની ટેવ પાડી છતો ઉપયોગી વખત નિરૂપયોગી કરી નાખવો નહીં. એ ઉપરથી હમારૂં કહેવું એવું સમજવું નહીં કે તમારે તમારો સઘળો વખત એકજ કામમાં રોકવો. હમારૂં કહેવું તો એવું છે કે તમે જે કામ હાથમાં લો તેમાંથી તમારાથી બની શકે તેટલું તમારે પ્રત્યેક દિવસ, તે પરીપૂર્ણ થાય ત્યાં સુધી, કર્યા વિના રહેવું નહીં. એ નિયમ પ્રમાણે વર્તશો તો ગમે તેટલું મ્હોટું જણાતું કામ તમે પૂરૂં કરવાને શકિતમાન થશો.

આપણા સમયના યોગ્ય વિભાગ અને ઉપયોગ કરવાને અર્થે નિયમ અવશ્યનો છે. જેણે એ અજમાયસ કદિ કરી જોઈ નથી તે એમાંથી નિપજતી શાંતિ અને આનંદથી અજાણ્યો છે. એથી આત્મા પોતાના નિત્યના ધર્મ—પછી તે ગમે તેટલા જુદા જુદા પ્રકારના અને ગમે તેવા ભારેહોય તોપણ—બજાવવાને તત્પર રહે છે. એ નિ-

ક્રમ પ્રમાણે વર્તવાથી જુદું જુદું કામ અમુક જુદે જુદે વખતે કરવામાં આવે છે તેથી મનને કંટાળો તથા થાક ન લાગતાં તે ઉલટું શાન્તિમાં રહી કામ કરવાને ઉશ્કેરાયછે. પરંતુ એ નિયમને બરાબર રીતે અનુસરવામાં ઘણી કાળજી રાખવી જોઈએ. યાંત્રિક યુક્તિમાં જે ચક્ર નિરંતર ફરતું રહે છે તે મહાન શક્તિ ફેરવી શકે છે; પણ ક્યારે ? જ્યારે તેનો પ્રત્યેક આરો તથા દાંતો બિલકુલ સાબીત હોય છે ત્યારે; પરંતુ જો એમાંનો એક આરો કે દાંતો ભાંગેલો હોય છે તો તેની માઠી અસર આખા યંત્રને થાય છે અને આ-ખરે તે ભાંગી પડે છે. એજ રીતે જો તમે અભ્યાસ કરવાની બાબતમાં નિયમ રાખો તેમાં ભંગાણ પડે તો તેથી તમને ઘણોજ ગેરફાયદો થાય. એમાંથી પરિણામ એ નિપજે કે કાંતો તમે એ નિયમ મુકી દઈને તમારી અભ્યાસ રૂપી વ્હાણને તેની મરજી મુજબ આડે અવળે માર્ગે જવાદો કે કાંતો નિયમમાં બરાબર રહીને સુકાન દૃઢતાથી ઝાલી રાખી તેને તેના ખરા ક્રમમાં રાખો.

જો તમારે અમુલ્ય સમયને અમુલ્ય કરવોજ હોય તો હલકી અને નજીવી બાબતમાં મન ઘાલવું નહીં. જે બા-બતથી તમારી ગેરઆબરૂ થાય એવું હોય તે બાબતને સેડે તમારે જવું નહીં. માણસ તરીકે તમારે જે ફરજો બ-જાવવી જોઇએજ તે ફરજો વ્હેતી મુકી તમે તમારૂં આપ ભૂલી જઈને તથા સ્થિતિભ્રષ્ટ થઈને હલકી અને નિર્જિવ વાતોમાં તમારો અમુલ્ય સમય રોકો એ સારૂં નહીં.

ઘણા એક લોક હજામત કરાવવામાં, કપડાં લત્તાં પ્હેરવામાં અને શરીર દેખાવડું બતાવવાની બીજી બાયલી બાબતમાં ઘણો વખત ગાળે છે પણ તેથી તેમને શો ફા-યદો થાય છે? તેઓ બ્હારથી ગોળમટોળ; નીરાગબરૂ,

લીસાલખરક અને સાફસૂફ—દૂધમાં બોરવા જેવા—દેખાય છે. તેમનો આત્મા પણ સુંદર, સ્વચ્છ, શાન્ત અને સાદો હોય તો કેવું સારૂં ?! એવા માણસથી કંઇ રૂડું કે મ્હોટું કાર્ય થઇ શકતું નથી.

જે જગામાં એક મણ અનાજનો પાક થતો હોય તેજ જગામાં બે મણ અનાજનો પાક થાય એવી યુક્તિ જે બતાવે તે મનુષ્ય-જાતનો કલ્યાણકર્ત્તા વાજબી રીતે કહેવાય; ત્યારે આ લોકમાં તમને તમારી હયાતી બમણી કે ત્રણગણી માલમ પડે એવી રીત જે તમને બતાવે તે તમારો—મનુષ્યજાતનો—કલ્યાણકર્તા નિઃશંક કહેવાય એમાં શું આશ્ચર્ય? "જે વિચારની સંકળનાઓ આપણાં મનમાં એક પછી એક આવે છે તે વિષે મનન કરવાથી આપણને સમયનાં સ્વરૂપનું ભાન થાય છે. એજ કારણને લીધે જ્યારે આપણે સ્વપ્નાવસ્થાનો અનુભવ લીધા શિવાય ઉંઘીએ છીએ ત્યારે આપણને નિદ્રાવસ્થામાં સમયનું અથવા તેનાં માપનું ભાન રહેતું નથી; અને જે પળથી આપણે વિચાર કરતા બંધ પડીએ છીએ તે પળથી તે જે પળે આપણે પાછા વિચાર કરવા માંડીએ છીએ તે પળ સુધીમાં જે સમય જાય છે તે જાણે વિત્યો નજ હોય એવું આપણને લાગે છે. એજ પ્રમાણે જો કોઇ માણસ જાગૃત અવસ્થામાં એકજ વિચાર—બીજાં કશાં ભાનવિના—કરયો રહે તો તેને પણ એ વિચાર પોતે કેટલો વખત થયાં કરે છે તે જણાય નહીં; અને આપણે જોઇએ છીએ કે જે માણસ એકાગ્રવૃત્તિથી પોતાના વિચાર એકજ વાતમાં સ્થિર રાખે છે અને બીજો કોઇ પણ વિચાર પોતાનાં મનમાં આવવા દેતો નથી તે સમયને તે વાસ્તવિક રીતે જેટલો હોય છે તેટલો ન લેખતાં વ-

ધારે ઓછો ધારેછે." એ રીતે જે માણસ થોડા વિચારશીલ હોય છે તેમને પોતાની જિંદગાનીનાં ગયાં વરસ તે જાણે ઘણાં જલદીથી વિત્યાં હોય એવાં લાગે છે. એ ઉપરથી એવું અનુમાન થાય છે કે જે માણસનાં મનમાં ઘણાજ વિચાર આવે છે તે સમયની ઘણી કાળજી રાખે છે અને તેને સમય ઘણો લાંબો માલમ પડે છે કેમકે તેને થોડા સમયમાં ઘણો અનુભવ થાય છે. ઉપલો મત સત્ય છે તો એ ઉપરથી એવો નિર્ણય થાય છે કે આપણા વિચાર ઉતાવળા કે મંદ હોય તેનાં પ્રમાણમાં આપણને સમય લાંબો કે ટૂંકો લાગે છે.

'ટર્કિશ ટેઇલ્સ' એ નામની ચોપડીમાં નીચે પ્રમાણે એક વાત છેઃ—કોઇ પાક દરવીશે ઇજીપ્ટના સુલતાનને કહ્યું કે "ખુદા ચાહેતો એક પલકને એક હજાર વરસ જેટલી લાંબી બનાવી શકે અને એક હજાર વરસને એક પલક જેટલાં ટૂંકાં બનાવી દે." સુલતાને એ વાત સાંભળતાં વારનેજ અસંભવિત ગણી હસી કાઢો ત્યારે દરવીસે એ વાત ખરી છે એવો પરતો બતાવી આપવાને તેને ભરદરબારમાં પાણીનું ભરેલું પીપ મંગાવી તેમાં પોતાનું માથું બોસી પાછું લઇ લેવાનું કહ્યું. સુલતાને એ પ્રમાણે પોતાનું ડોકું પાણીમાં ડબોળ્યું કે લાગલુંજ તેને એમ લાગ્યું કે પોતે દરીયા કીનારા નજીક આવી રહેલા પ્હાડની તળેટી આગળ છે. બાદશાહ તરતજ દરવેસ ઉપર ઘણો ગુસ્સે થઇ ગયો પણ આવી સ્થિતિમાં ક્રોધ કરવાથી કંઇ સરનાર નથી એમ જાણીને તેણે નજીકમાં કંઇ ગામ હાથ લાગે તો પેટની પરવરશી કરવાનો વિચાર કીધો. થોડી ઘણી મજલ કાપ્યા પછી તે એક ગામમાં આવી પ્હોંચ્યો અને ત્યાંના લોકે તેના ઉપર દયા આણી તેને

ખાવાનું આપ્યું તે તેણે ખાધું. બે ચાર દિવસ મજુરી કરીને એ ગામમાં ગુજારો કર્યા પછી ત્યાંથી થોડેક અંતરે એક નગર હતું ત્યાં તે ગયો. એ નગરમાં કેટલોક વખત સુખ દુઃખ ભોગવ્યા પછી એણે કોઇ ખુબસુરત અને તાલેવંત બાનું સાથે શાદી કીધી. એ સ્ત્રી સાથે એણે એટલા બધા સમય સુધી ગૃહસ્થાશ્રમ માંડયો કે એને સાત દીકરા અને સાત દીકરી એટલાં ફરજંદ થયાં. ત્યાર પછી એ પ્રારબ્ધ યોગે ઘણીજ કંગાળ અવસ્થામાં આવી પડયો અને એને શેરીએ શેરીએ રવડી મજુરી કરી પોતાનું ગુજરાન ચલાવવાની જરૂર પડી. એક દિવસ દરીયા કીનારે ઉદાસીના વિચારના તારમાં ફરતાં ફરતાં એનામાં ભકિત-ભાવ ઉત્પન્ન થયો અને મુસલમાનની રીત પ્રમાણે નીમાજ પઢવાને પાક થવાને માટે એણે કપડાં કાઢી નાખી દરીયામાં ન્હાવાનો વિચાર કીધો. જ્યાંને એણે કપડાં કાઢી, ડુબકી મારી, માથું પાણીમાંથી બ્હાર કાઢયું ત્યાં એને એમ માલમ પડયું કે પોતે પોતાના દરબારમાં દરવેશની બાજુએ પાણીનાં પીપ આગળ ઉભો છે. પોતાની ઉપર પ્રમાણેની દશા કરી તેને માટે એણે દરવેશને તરતજ બહુ ઠપકો દીધો, પણ જ્યારે તેને દરવેશે કહ્યું કે એ બધી સ્વપ્નની રમત તેણે પાણીમાં માથું ઘાલીને પાછું કાઢી લીધું એટલીવારમાં થઇ ગઇ ત્યારે તેને ઘણીજ તાજુબી થઇ. એ ઉપરથી સુલતાને શિખામણ લીધી કે ઇશ્વરની માયા અપાર છે અને તે ક્ષણનો યુગ કરવાને તથા યુગની ક્ષણ કરવાને શકિતમાન છે.

એ રીતે જો જિંદગાનીમાં વધારો થાય તો, આપણે ઘણાને જીવતરથી કંટાળો ખાતા દેખીએ છીએ તેમ, આપણને હયાતી અળખામણી ન લાગે ખરી? ન લાગે;

પણ તે ક્યારે? જ્યારે આપણાં મનમાં ઘણા અને રૂડા વિચાર થયા કરતા હોય ત્યારે. જેનાં મનમાં ઉપયોગી અને અમુલ્ય વિચારોનું ઝરણ હરદમ વહ્યાં કરે છે તે પ્રત્યેક વિચારનું મનન કરી આનંદ માણે છે, પણ જેના વિચાર જુજ છે તેના મનોવિકાર વધારે ઉદ્યોગી રહે છે અને આત્માને માત્ર મનોવિકારનેજ આધીન રહેવું પડે છે તેથી તે તરત ખિન્ન થઈ જાય છેઃ પહેલાની દૃષ્ટિએ સુંદર અને વિશાળ ઉપવંન—આનંદજનક વાડીઓ, હરીયાળીવાળાં ચોગાન અને ફળદ્રુપ ખેતરો આવે છે, અને બીજાની નજરે ધુમસથી વીંટળાયલી ઉજ્જડ ડુંગરીઓ અને વેરાન મેદાન પડે છે.

કેટલાએક માણસ જુવાનીમાં ઉઘાડે છોક પાપને પંથે પરવરે છે તેથી તેમને આગળ જતાં ઘણો પશ્ચાત્તાપ થાય છે. વળી કેટલાએક પોતાનો સમય આમતેમ ફરવામાં અને તડાકા મારવામાં ગુમાવી નાખે છે અને જાહેરાંત તથા ખાનગી ફરજો અદા કરવામાં ગાફેલ રહે છે. એવા લોક જો વખતનો વાજબી ઉપયોગ કરી લેવાની કાળજી રાખેતો તેથી તેમને અને તેમનાં સંબંધનાં માણસને કેટલો બધો ફાયદો થાય?!

આ પ્રસંગે વધારે કહેવાનું એ કે જો તમ પ્રતિદિન તમારા સરજનહારની કૃપા સંપાદન કરવા ઉપર પૂરતો લક્ષ નહીં રાખો તો તમારો સમય સરળતાપૂર્વક અને ફાયદાપડતી રીત જશે નહીં. હું કાંઈ ધર્મોપદેશકની ઊંચી પદ્વિ ધારણ કરી લેવા માગતો નથી પણ મારા અનુભવ ઉપરથી અંકે બાંધીને કહુંછું કે ઇશ્વરની પ્રાર્થના કરવાનો નિત્ય નિયમ રાખવાથી આપણા સમયનો સૂધો ઉપયોગ કરવામાં જેટલી સહાયતા મળેછે તેટલી સહાયતા બીજાં

દસ સાધન એકઠાં કરવાથી મળતી નથી. ત્યારે વિદ્યાર્થિએ સહવારે, પોતાનું મન શાન્ત, સ્વચ્છ અને અભ્યાસનો વિષય બરાબર સમજી શકે એવું બને અને પોતે દુર્ગુણ તથા દુરાચરણથી દૂર રહે એવી પોતાને સુમતિ મળે એવી ઇશ્વરની પ્રાર્થના કરવી જોઇએ. સાંજના તેણે, પોતે દિવસનાં જે જે કામ કર્યાં હોય તે તપાસી જોવાં અને એ રીતની તપાસ કરતાં તેને પ્રાર્થનાના અભ્યાસને લીધે પોતાનું પવિત્ર થતું જતું અંતઃકરણ પોતાની વર્તણુકમાં જે જે દોષ બતાવે તે તે દૂર કરવા જોઇએ.

---

# પ્રકરણ ૬ ઠું *

## વાતચિત.

"આહા! તે દહાડે સાંજનો વખત આપણે કેટલા બધા આનંદમાં ગુજાર્યો હતો"! એવું એક વિદ્યાર્થિએ પોતાના સોબતીને, તેઓ રજાના દિવસમાં બ્હાર ગામ ફરી આવી પાછા પોતાને ગામ જતા હતા તે વખત, કહ્યું.

"હા, યાર, તે દહાડે એટલો બધો આનંદ થયો કે કંઇ કહ્યાનીજ વાત નહીં; પણ એટલો આનંદ થવાનું કારણ શું તે મ્હારાથી બરાબર કહી શકાતું નથી. તે દહાડે આખું મંડળ સુખી જણાતું હતું અને મને તો પેલા અજાણ્યા પુરૂષની વાતચિતમાં એવી લ્હે લાગી ગઇ હતી કે મંડળમાંના બિજા શું કરતા હતા તે ભણી તો મારો લક્ષ બીલકુલ ગયોજ નહીં."

"ભાઇ, તું કહે છે તે ખરૂં છે. એનામાં વાતચિત કરવાની શકિત અસાધારણ છે અને એ વિષેનું એનામાં અભિમાન જણાતું નહતું."

ઉપર કહેલા આનંદનું રહસ્ય આજ હતું કે મંડળમાં, સ્વભાવ અને કેળવણીને લીધે, ઉપદેશ અને આનંદ આપે એવી વાતચિત કરી શકે એવો, એક જણ હતો.

સારી રીતે સંભાષણ કરવાની શકિત ઘણી લાભકારક છે તે છતાં એની ખિલાવટ કરવામાં બરાબર લક્ષ આપવામાં આવતો હોય એવું જણાતું નથી. જે માણસને સંભાષણની કળા બરાબર આવડે છે તેની પાસે સ્વાર્થ તેમજ પરમાર્થ સાધવાનું મ્હોટું સાધન રહે છે અને તેથી તે જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યા તેને આવકાર મળે છે.

રેલવેની ગાડીમાં મુસાફરી કરતાં શું તમને કોઇવાર એવો માણસ મળ્યો નથી કે જેની પાસે બેસવાથી તમારે કે તેને જે સ્ટેશન ઉપર ઉતરવું હોય તે સ્ટેશન આવતાં સુધીનો સમય સપાટાબંધ ગમતમાં ચાલ્યો ગયો હોય! એ રીતે વખત ન જણાયલો અને આનંદ થયલો તેનું કારણ શું? એની સંભાષણ કરવાની સરસ શકિત.

એક બીજાના વિચાર જણાવવાની એ રીતિમાં જે ફાયદા રહેલા છે તે વિષે લાંબું લખાણ કરવાની જરૂર જણાતી નથી. ગમે તેવી સ્થિતિનાં માણસનાં સુખને અર્થે અનાદિ ઇશ્વરે એ રીતિ યોજેલી છે. ઉપદેશ લેવા દેવાની એ અતિ સંપૂર્ણ રીત છે. ઇશ્વરની સઘળી કૃતિ જેવી સાદી અને સલૂણી છે તેવીજ એ રીત પણ છે. રસાયન શાસ્ત્રમાં કહેલાં તત્વોની મેળવણીથી આપણે ઝાંઝવાં આણે એવાં અજવાળાં કરી શકીએ છઇએ; પરંતુ આકાશનો સ્વચ્છ પ્રકાશ સર્વોપરી છે. અધમ હિંદુઓ અને બીજા ભૂખને મદિરાપાન વિગેરેથી જાગૃત કરે છે પણ ઇશ્વરે પ્રાણિમાત્રને માટે પાણી પેદા કર્યું છે તે સઘળી સ્થિતિમાં સર્વોત્તમ છે. વાણી એ માણસને એક બીજાનો વિચાર

દર્શાવવાનું સાધન છે અને એ શક્તિ સુધારીને તેનો ઉપયોગ કેમ કરવો એ જાણવું અવશ્યનું છે.

ત્યારે આ વિષય સંપૂર્ણરીતે સમજવામાં તમારે કાળજી રાખવી જોઇએ એટલુંજ નહીં પણ એ બાબતને તમારી કેળવણીનો વિભાગ ગણી તમારે તે પ્રમાણે વર્તવું જોઇએ. જનમંડળમાં પ્રતિષ્ઠા સંપાદન કરવાનું અથવા જનમંડળને ઉપયોગી થઇ પડવાનું સરસમાં સરસ સાધન સંભાષણ કરવાની શક્તિ જેવું બીજુ કશું નથી. સંભાષણના સંબંધમાં સઘળાં જન પારકી વાત પોતાની કરી લેવાને શક્તિમાન છે. ઘણુંકરીને શહેરવસ્તિમાં રહેનારા લોક ઘણું વાંચતા નથી તોપણ તેમને ઘણી વાતની માહીતી હોય છે. તેનું કારણ એ કે ત્યાં એવા વિચાર જનમંડળરૂપી પાણીના મનરૂપી પ્રવાહ ઉપર તરતા રહેછે. એ રીતે મનનો પરસ્પર સંબંધ થવાથી માણસ વિવેકી થાયછે અને તે પોતાના વિચાર દર્શાવવાને જે ભાષા વાપરે છે તે પણ વિવેક યુક્તજ હોય છે. નાટકમાં જે માણસ રાજાનો કે શૂરવીરનો વેશ ભજવી બતાવે છે તેને તે વેશ રહોંચતાં સુધી એવું લાગે છે કે પોતે રાજા કે શૂરવીર છેજ; અને જો તે એ સમયની ભાષા, તે બોલવાની લઢણ અને બીજી રીતભાત હંમેશ વાપર્યા રહે તો થોડા વખતમાં રાજાઓની ભાષા તથા તેમના વિચાર પોતાની ભાષા તથા પોતાના વિચાર પ્રમાણે વાપર્યા રહે. શહેરના લોક બે જાતનાં જોખમને આધીન રહે છે; એક તો એ કે તેમને માયાળુપણાની અને વિવેકની ભાષા વાપરવાની ટેવ પડી જાય છે અને એ પ્રમાણે જ્યારે તેમનાં મનમાં માયાળુપણાનો અને વિવેકનો ભાવ હોતો નથી ત્યારે પણ તેઓ એવી ભાષાનો અસત્ય ઉપયોગ કરે છે; બીજું એકે એકલી વાતચિતથીજ જે માહીતી

મેળવવામાં આવે છે તે ખોટી હોયછે તોપણ ફલાણા આ-બરૂદાર શખ્સ પાસેથી સાંભળવામાં આવી છે એવે આ-ધારે ખરી મનાય છે. જે માણસ પોતાનાં મનને માહીતીથી ભરપૂર રાખવાને માટે સારાં સારાં પુસ્તકનો ઉપયોગ ન કરતાં એકલી વાતચિત ઉપરજ આધાર રાખે છે તે હાજરજવાબી થાય છે પણ તેની માહીતી પરિપૂર્ણ હોતી નથી અને તેથી તેને બરાબર ન્યાય કરતાં આવડતો નથી. એ તમારૂં મનરંજન કરી શકશે—તમને આનંદ આપી શકશે—તમને વસ્તુઓ નવીન રૂપમાં બતાવશે, પરંતુ એના નિર્ણય ઉપર તમારાથી ભરોસો રાખી શકાશે નહીં.

વિદ્યાર્થિએ જ્ઞાન સંપાદન કરવાને માટે પુસ્તક અને સંભાષણ એ બન્નેનો લાભ લેવો જોઇએ: પુસ્તકમાંથી તેણે ઊંડા વિચાર પરિપૂર્ણરીતે ગ્રહણ કરવા જોઇએ અને સં-ભાષણમાંથી તેણે મનુષ્ય અને વસ્તુ સંબંધી ઉપયોગી માહીતી મેળવવી જોઇએ. એ રીતે તેણે કેટલેક દરજ્જે પુસ્તકથી તે-મજ સંભાષણથી પોતાનાં મનનો સુધારો કરવો એ તેની ફરજ છે. હવે સંભાષણ એ એક જાતનો એવો વ્યાપાર છે કે તેમાં પ્રત્યેક જણે પોતાનો વિભાગ આપવો જોઇએ—પોતાનાં જ્ઞાનમાં વધારો કરવો જોઇએ એટલુંજ નહીં પણ બીજાનાં જ્ઞાનમાં એ વધારો થાય એવી માહીતી આપવી જોઇએ; અને એમ કરવાને માટે તમારે તમારી સંભાષણ કરવાની બુદ્ધિ અને શકિત એને કેળવવી જોઇએ. જો તમે એમ ન કરો તો સ્વાર્થ સાધનારામાં ખપીને પરમાર્થ ઊપર લક્ષ રાખતા નથી એમ વાજબી રીતે કેહેવાય.

ઘણી શિખામણ જેમ વધારે વિગતે અપાય તેમ વધારે કિંમતી થઇ પડે એવું જાણી હું કેટલીએક સવિસ્તર સૂચના આપું છું:—

૧ તમારો તેમજ મંડળનો સમય નકામા તડાકા હાંકવામાં નિરર્થક જવા દેવો નહીં:—

નજીવી અને મૂર્ખાઇ ભરેલી બાબતો ઉપર ઘણો લક્ષ આપવામાં આવે છે, તેથી ઘણીખરીવાર બુદ્ધિમાન માણસને કંટાળો ઉપજ્યાવિના રહેતો નથી. એમાથી પરિણામ એ નિપજે છે કે એવો માણસ મંડળમાંથી વિરક્ત થાય છે અને તેને મંડળીમાં સામેલ રહેવાથી જે લાભ મળવાનો સંભવ તે મળતો નથી. સંકોચિત મનનાં માણસ દુનીયાદારીની ઘણીજ નજીવી બાબત ઉપર તડાકા મારવામાં અમુલ્ય સમયના કલાકોના કલાકો કાઢી નાખે તેમાં સામેલ થઇ પોતાનો વખત ગાળવો એ તેને ગમતું નથી. ફરી પાછો આવી શકે નહીં એવો વખત એવા નિરર્થક વિષયમાં નિરૂપયોગી જતો જોવો એ તેનાથી સહન થઇ શકતું નથી—તેને એમાં રૂચી લાગતી નથી—અને તે મંડળમાંથી વખુટો પડે છે. પણ તેણે એમ કરવું એવો હમારો અભિપ્રાય નથી. તેણે તો મંડળમાં સામેલ રહીને મંડળીની નિરૂપયોગીરીતે વખત ગાળવાની ટેવ મુકાવવી જોઇએ. બીજા લોકને નજીવી બાબત ઉપર ગપ્પાં મારતા જોઇને તેણે મૂગા બેસી રહેવું જોઇએ નહીં, પણ મંડળીમાં કોઇ બીજો બુદ્ધિમાન માણસ હોય તેને ઉપયોગી વિષય સંબંધી પ્રશ્ન કરી, વાતચિતમાં નાંખી, તેમાંથી માહીતી મેળવવી જોઇએ અને તેને પોતાના તરફની માહીતી આપવી જોઇએ. એ રીતે તેમને પ્રસન્ન ચિત્તથી શાન્તપણે સંભાષણ કરતા જોઇને મંડળીમાંનાં બીજાં માણસનું ધ્યાન તેમના ભણી સ્વાભાવિક રીતે, "જોઇએ એ બે જણ વળી ડાહ્યા ડમરા થઇને એકલા એકલા શી વાત કરે છે", એ જાણવાની આતુરતાથી, આકર્ષાશે અને ધીમે ધીમે તેઓ એમની વાતચિતમાં સામેલ

થઇને ઠાલા તડાકા મારવાની ટેવ મુકી દેશે.

જે માણસને સંકત અભ્યાસ કરવાની અને વિચાર કરવાની ટેવ હોય છે તેને એવ પ્રસંગે ઉપયોગી થઇ પડતાં આવડતું નથી; કેમકે તે મંડળીમાં દાખલ થાય છે એટલે તેના વિચારના તાર ચાલતા બંધ પડે છે અને તે પોતાનાં જ્ઞાનનો તથા પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી શકતો નથી એટલે મંડળીમાં નજીવી વાતચિત ચાલતી હોય છે તેમાં સામેલ થઇ જાય છે. વિદ્યાર્થિએ એવી ટેવ ન પાડતાં મંડળીમાં પોતાના વિચાર બતાવતાં શિખવું જોઇએ. હમારૂં કહેવું એવું નથી કે તમારે મંડળીમાંના બીજા કોઇને વાતચિત કરવાનો લાગ ન લેવા દેતાં તમારીજ ખબડદારી બતાવી બીજા બધાને અસ્ત પમાડવાનું પ્રયત્ન કરવું. હમારી શિખામણનો હેતુ એવો છે કે તમારે તમારો સમય તેમજ તમારી સાથે વાતચિત કરવા બેઠા હોય તેમનો સમય કોઇ સારી પેઠે જણાયલી બાબત ઉપર વારેવારે પિંજન કરવામાં રોકવો નહીં કેમકે એમ કરવાથી મંડળીમાંનો કોઇ પણ વધારે શાણો કે વધારે સારો બનશે નહી.

૨ મંડળમાં કોઇનું બૂરૂં ન બોલાય એ બાબે કાળજી રાખવી:—

મળેલી મંડળી મ્હોટી હોય કે ન્હાની હોય તો પણ તમારે એમ નક્કિ માનવું કે મંડળીમાં આવ્યો ન હોય એવા ગમે તે માણસ વિરૂદ્ધ તમે જે કંઇ બોલશો તે તેને કાને ગયા વિના રહેશે નહીં અને એમાંથી દુશ્મનાવટ અને વેર વાળવાની દાનત થયા વિના રહેશે નહીં.

મનુષ્યમાત્રનું સાધારણ વળણ પોતાના સોબતીઓ વિગેરેને વિષે લોકમાં સારો મત હોય તેમાં કમતરપણું થાય એવી વાત કરવાનું હોય છે. એ રીતે નિંદા કરનારો મા-

ણુસ એવું બતાવે છે કે પોતે સ્વાર્થ રહિત શ્રમ કરીને, જેમ *ઇકન્યુમન નામે નાનું ચપળ પ્રાણી મગરનાં ઇંડાંનો નાશ કરીને જનનું હિત કરે છે તેમ, જે માણસ પ્રતિષ્ઠિત પુરૂષના વર્ગમાં વિરાજવાને યોગ્ય ન હોય તેને તેમાં દાખલ થવા દેતો નથી. એમ ધારીને શું એ માણસ એવું કહેવડાવવા નથી માગતો કે પોતે મનુષ્યજાતનું ભલું કરનારો છે? પણ એમ ધારવામાં તે ઠગાય છે, કેમકે બીજા બધા લોક એમ સમજે છે જે તેનો હેતુ તાતાર લોકની પેઠે એકાદા વિલક્ષણ પુરૂષની પ્રતિષ્ઠા પોતાની કરી લેવાનો હોય છે. તાતાર લોક એવું ખાત્રિથી સમજે છે કે જે માણસ અસાધારણ બુદ્ધિના અને અતિ ગુણવાન પુરૂષને મારી નાખે છે તે માણસ એ પુરૂષ પોતાની બુદ્ધિ તથા ખબડદારીને લીધે જે પદ્વિ અથવા ઊંચી સ્થિતિનો અધિકારી હોય છે તે પદ્વિ અથવા ઊંચી સ્થિતિનો માલીક થાય છે, અને એમ સમજી તેઓ પ્રત્યેક મહાન પુરૂષને મારી નાખવાને આતુર રહે છે. એ મત જો ખરો માનીએ તો જે લોક બીજા માણસની નિંદા તેની ગેરહાજરીમાં અથવા તેની પીઠ પછવાડે કરે છે તે લોક એ રીતે જે કરે છે તે વાજબી કરે છે એમ કહેવાય; પણ સમજુ માણસને એવું સ્પષ્ટ રીતે માલમ પડે છેજ કે એ વિચાર કેવળ મૂર્ખાઇનો ભરેલો છે.

---

* એ પ્રાણી મીસરદેશમાં થાય છે અને તે અહોનિશ મગરનાં ઇંડાં ભાંગ્યાં કરે છે. એ પ્રાણીનાં એ પ્રમાણેનાં આચરણમાં અજાએબ જેવું એ છે કે તેનો કંઇ સ્વાર્થ ન છતાં તે એ ઇંડાં ભાંગે છે કેમકે તે એને ખોરાક દાખલ પોતાના ઉપયોગમાં લેતો નથી. જો એ પ્રાણી ન હોયતો મીસરદેશમાં મગરનો પાર રહે નહીં કેમકે એ દેશના લોક મગરની દેવની પેઠે પુજા કરે છે.

૩ પવિત્ર વિષયમાં હલકટપણાંનો પાશ પેસવા દેવો નહીં:—

મંડળીમાં કોઇ પવિત્ર વિષય ઉપર વાત ચાલતી હોય તેમાં હલકાઇ ભરેલું ભાષણ કરવાથી મંડળીમાંના કેટલાએકનું દીલ દુઃખાય છે. એમ કરવામાં બુદ્ધિમાનપણું કે નિર્હેમીપણું રહેલું નથી કે બીજો કોઇ સારો ગુણ રહેલો નથી; પણ એ વર્તણુક એવું સૂચવેછે કે એમ વર્તનારા માણસનું અંતઃકરણ પાપી છે. જે માણસ પોતાના સરજનહાર અને પોતાના ઉત્તમ રક્ષકાર પરમેશ્વર વિષે અથવા તેને લગતી કોઇ બાબત વિષે હલકું ભાષણ કરે છે તે માણસ કેવળ સ્વાર્થિ હોય છે અને તેનામાં દયાનો છાંટો હોતો નથી એટલે તે સઘળા સદ્ગુણ રહિત—દુર્ગુણી—હોય છે.

૪ વાતચિતનો વિષય શીરૂ કરવામાં કાળજી રાખવી:—

કેટલાએક માણસ એટલાં નાનાં મંડળમાં ફરે છે અને તેમના વિચાર એટલા સંકોચિત હોય છે કે તેઓને મળતાં વારનેજ કયા કયા વિષય ઉપર સંભાષણ થશે તેની અટકળ તમે બાંધી શકોછો અને પછી તેની વાતચિત તમને કંટાળાભરેલી અને નિરસ લાગે છે. પ્રત્યેક જણે એકજ વિષય ઉપર સંભાષણ કરવાની આદત રાખવી નહીં. વળી તેણે મંડળીમાંના એક બે જણને રૂચે એવી વાતચિત ન કરતાં સઘળાને રસ પડે અને શિખામણ તેમજ જ્ઞાન મળે એવી વાતચિત કરતાં શિખવું જોઇએ.

વાતચિત કરતાં તમારે પોતાને વિષે જેમ બને તેમ ઓછું બોલવું જોઇએ, કેમકે એમ નહીં કરો તો કાંતો તમે અભિમાનીમાં ખપશો કે કાંતો તમે બિચારામાં ગણાશો. એક સારો ગ્રંથકર્ત્તા એવી શિખામણ આપે છે કે કોઇ પણ માણસે, પોતે તન કે મન કે ધન કે જનની બાબતમાં

બળવાન ન હોયતો, પોતાને વિષે વાત કરવી નહીં. પરંતુ એ નિયમ પળાવવો અસંભવિત છે, કેમકે દુનીયામાં દરેક જણ પોત પોતાના તાનમાં મસ્ત હોય છે અને પોતાને બીજા બધાનાં કરતાં વધારે શાણો સમજે છે.

વાતચિતમાં વ્યંગ અને મજાકનો ભાવ આવવા દેવો નહીં. 'લડાઈનું ઘર હાંસી' એ કહેવત ખરી છે અને જે માણસને વાતચિતમાં મજાક કરવાની આદત પડી જાય છે તે ઘણા જણની કટ્ટી દુશ્મનાવટ હોરી લે છે.

વાતચિતમાં મંડળમાંના બીજા બધા કરતાં તમારામાં વધારે જ્ઞાન છે એવો ભાવ બતાવી તમારે પાંડિત્ય દર્શાવવું નહીં. કોઈપણ માણસને પોતે અજ્ઞાની છે એવી સૂચના થાય તે ગમતું નથી અને મંડળમાંનો એક જણ પોતાની શ્રેષ્ઠતા બતાવવા જાય છે તો બધાંને મૂગાં રહેવાની અને આશ્રમપણે પોતાની અજ્ઞાનતા કબુલ કરવાની જરૂર પડે છે અને તેમને ઘણું માઠું લાગે છે.

સંભાષણ કરતાં તમારે સ્ત્રીવર્ગ લજવાય એવી ભાષા વાપરવી નહીં; કેમકે તમારા મ્હોમાંથી અપશબ્દ નિકળશે કે તરત તમારી કિંમત થઈ જશે અને તમારૂં વજન પડશે નહીં. વાતચિતમાં સુઘડ ભાષાનો અને શુદ્ધ વિચારનોજ ઉપયોગ કરવો જોઈએ. અમુક વાર્તાઓ અને દૃષ્ટાંતો કહેવાને માટેજ સંભાષણનો વિષય પસંદ કરવો નહીં પણ જે વિષય ચાલતો હોય તેને પુષ્ટિ આપવાને તેમજ રમુજને માટે જે વાર્તા અને દૃષ્ટાંત તે પ્રસંગે સુઝી આવે તેનો ઉપયોગ કરવો. જો એમ ન થાય તો વાતચિતની દલીલમાં ભંગાણ પડે અને તેથી ધારી અસર થાય નહીં. વળી વાતચિત કરતાં દરેક પ્રસંગે ઘણું લંબાણ કરવું નહીં, કેમકે, જેમ આખી ગવારસિંગનું શાખ ખાતાં દાંતમાં

ળાળા ભરાય અને વાર લાગે તેથી ખાવાની હ્હેજત તો એક બાજુએ રહીને • કંટાળો ઉપજેછે તેમ, એ રીતે વાતચિત કરવાથી મૂળ વિષયનો આનંદ એક કોરે રહીને ચાલતું સંભાષણ નિરસ થઇ પડેછે.

સંભાષણ વિષે નીચે આપેલા સંક્ષિપ્ત નિયમો ઘણા ઉપયોગી છે:—

૧. પુસ્તકની પસંદગી કરવામાં જેમ તમે તેમાંથી મળતા લાભ ઉપર લક્ષ રાખો તેમ સોબતીઓ પસંદ કરવામાં પણ લાભ ઉપર ધ્યાન આપો. જે પુસ્તકથી અને જે સોબતીઓથી સુબોધ અને આનંદ મળે તે પુસ્તક અને તે સોબતી પસંદ કરવા લાયક સમજવાં. જો તમને તમારાં મંડળમાંથી સુબોધ કે આનંદ એમાંથી એકે મળે એમ ન હોય તો તમારે એ બેમાંથી એક મંડળને આપવો કે બની શકે તો બંને આપવા. જો તમે લાભ લઇ શકો કે આપી શકો એમ ન હોય તો તમારે તે મંડળીનો તરત ત્યાગ કરવો.

૨. તમે જે મંડળીમાં સામેલ હો તેનો સ્વભાવ સારીપેઠે લક્ષમાં લો. મંડળીમાંનાં માણસ તમારાથી શ્રેષ્ટ હોય તો, તમને યોગ્ય પ્રશ્ન કરી તેઓ જે ઉત્તર આપે તેમાંથી સાર સંગ્રહ કરો; જો તેઓ તમારાથી ઉતરતા હોય તો તેમને સુબોધ આપી તેમનું કલ્યાણ કરવા તરફ મન દ્યો.

૩. જ્યારે થતી વાતચિત મંદ થવા માંડે ત્યારે બધા કંઇ કંઇ અભિપ્રાય આપી શકે એવો કોઇ વિષય દાખલ કરો.

૪. એ રીતે સંભાષણ થતાં જે નવીન, કિંમતી અથવા શિખામણની વાત સાંભળવામાં આવે તેને તમારાં સ્મરણ—પુસ્તકમાં નોંધી રાખવી.

૫. મંડળમાં કેવળ શુન્યમુન્ય થઇને બેસી રહેવું નહીં. મંડળને આનંદ આપવાનો હેતુ ધ્યાનમાં રાખવાથી તમને

યોગ્ય પ્રસંગે યોગ્ય રસ પૂરતાં આવડશે. તદન જડભરતની પેઠે બેસી રહેવામાં માલ નથી.

૬. ધાંધલમાં કે શ્હોરબકોરમાં સામેલ થવું નહીં. જો કોઇ વિષય ઉપર સપાટાની સાથે તડાકા મારવામાં આવતા હોય તો તમારે તેમાં મેહ્દમ માથું મારવું નહીં, પણ તે વિષયની પુષ્ટિમાં અને તેની વિરૂદ્ધમાં જે જે વાત ચાલ-તી હોય તે થોડીએક વાર સુધી સાંભળ્યા પછી તે વિશે તમે કંઇ બોલશો તો તે ફાયદાકારક થઇ પડશે. તેનાં તેજ મંડળમાં એકાદી સારી વાતનું પુનઃ પુનઃ પિંજન કર્યાં ક-રવું નહીં.

૭. મંડળમાંનાં માણસની મૂર્ખતા અથવા ભૂલ તમે જે રૂપમાં જુઓ તેનાં કરતાં જુદાંજ રૂપમાં તે પેખેછે માટે તેની સામાં ટીકા કરતાં તમારાથી ઘણી છૂટ લેવાઇ જાય નહીં એ વિશે તમારે ખૂબ કાળજી રાખવી.

૮. જો મંડળમાં નિંદા થતી હોય કે નઠારૂં ભાષણ ચાલતું હોય તો તે યોગ્ય ઇસારાથી શબ્દવડે બંધ પાડ-વાની કોશીશ કરવી; જો એ ઉપાય ચાલે નહીં તો મોન ધારણ કરવું; અને એવીએ કંઇ સરે નહીં તો મંડળમાંથી વિરકત થવું.

૯. વાતચિત કરવાની કળામાં તમે એક્કા હો અને એ શકિત ઉપર તમને પક્કો ભરોસો હોય એ રીતે તમારે મં-ડળમાં વર્તવું નહીં.

૧૦. કેટલીએક વાત ઉદ્ધતાઇની ભરેલી જણાતી હોય તે ખામોશ ખાઇને સાંભળ્યાં કરવી, કેમકે જે વાત તમને એવી લાગતી હોય તે કદાપિ બધાને તેવી માલમ પડે નહીં અને તેમાંથી તમને કંઇ શિખવાલાયક સાર મળી આવે.

૧૧. સંભાષણ કરતાં તમારે સરળતા અને સુગમતા

રાખવી અને બીજાને એમ માલમ પડે એ રીતે વર્તવું. એમ કરવાથી મંડળમાંથી ઘણા કિંમતી વિચાર સહજ પ્રગટ થશે.

૧૨. મંડળમાં તામસી થઈ જવું નહીં. જો તમારી સાથે કોઈ ખરાબ રીતે વર્તે અથવા જો કોઈ તમને અપમાન આપે તો એ તે પ્રસંગે અથવા તે સ્થળે તમારે મનમાં લેવું નહીં. જો દૈવયોગે તમારા સામાવાળીઓ બંખારીઓ અને ઝાંઝી હોય તો તમારે છેકજ શાન્ત થઈ જવું અને પાઘડીનો વળ છેડે તમારા લાભમાંજ ઉતરશે.

આ પ્રકરણ સમાપ્ત કરવા પહેલાં કહેવાનું એ કે સર્વ-શકિતમાન ઈશ્વરે આપણા વિચાર અને આપણી લાગણીઓ પરસ્પર દર્શાવવાને આપણામાં જે સંભાષણ શકિત મુકેલીછે તે અમુલ્ય છે. એ સુખનું મૂળ છે અને એ સાધનનો જો રૂડો ઉપયોગ કરવામાં આવે તો તેવડે પરમાર્થ પણ સધાયછે. જો એનો માઠો ઉપયોગ કરવામાં આવે તો તે તેનો માઠો ઉપયોગ કરનારને અને ઘણે એક પ્રસંગે તેના સંબંધનાં માણસોને બેહદ નુકસાન કરેછે. એ રીતે જે પ્રસાદ પરમદયાળુ પરમેશ્વરે આપણને કૃપા કરીને આપ્યોછે તેનો રૂડો કે ભૂંડો ઉપયોગ કરીને સુખી થવાનું અને સુખ લ્હાવાનું કે દુઃખિ થવાનું અને દુઃખિ કરવાનું આપણા હાથમાં છે તો તેનો રૂડો ઉપયોગ કરવાનો અભ્યાસ રાખવો એ આપણો મુખ્ય ધર્મ છે.

---

# પ્રકરણ ૭ મું*

## વિવેક અને આધીનતા.

એકવાર એક વિદ્યાર્થિએ પોતાની વર્ષગાંઠને દિવસે પોતાના સોબતીઓને ચ્હાપાણી—પાનગુલાબને માટે પોતાને ઘેર તેડયા. તેમની વય પંદરની ઉપરની અને વીસની અંદરની હતી અને તેઓ પાઠશાળામાં અભ્યાસ કરતા હતા, એટલે તેમનામાં ગૃહસ્થાઇ હોવીજ જોઇએ એવું અનુમાન થયા વિના રહે નહીં. ચ્હાપાણી થતાં પહેલાં મીઠાઇ કાઢવામાં આવી; પણ તે બધાને નિયમસર આપવામાં આવી તેની પહેલાં એક જબરા છોકરાએ રકાબી ઉપર ઝડપ મારીને પોતાનાથી જેટલી લેવાઇ તેટલી લીધી અને બાકીની રકાબી પડી જવાથી ભૂમીને અર્પણ થઇ. બધા સોબતીઓએ તરત જાણ્યું કે તે અવિવેકી હતો અને તેમણે એના હાથ કરતાં એનાં અંતઃકરણને વધારે દૂષિત ગણ્યું. ઉપરની હકીકત ઉપરથી તરત સમજાણું પડશે કે અવિવેકી-પણાથી આખા મંડળમાં રંગમાં ભંગ પડયો. વિવેકીપણાથી એથી ઉલટી અસર થાયછે; પણ બ્હારનો વિવેક કોડી કામનો નથી; સત્ય વિવેક સૂધા અને પ્રમાણિક અંતઃકરણમાંથીજ નિપજેછે. એક વાર મ્હોટા મંડળમાં એક ગૃહસ્થ વાતચિતમાં તલ્લિન થઇ ગયો હતો તે ઘણીવાર સુધી ઉભાં ઉભાં વાત કરતાં થાકી જવાથી, પોતાની પાછળ ખુરસી છેજ તો એવી સુરતભૂલથી જેવો બેસવા ગયો તેવોજ ચત્તોપાટ પડી ગયો. એક વિવેકી પુરૂષ શિવાય આખું મંડળ ખડ ખડ હસી પડયું અને પડી જનારો ગૃહસ્થ ખીસીયાણો પડી જવાની તૈયારીમાં

હતા એટલામાં પેલો પુરૂષ તેની પાસે જઈ પહોંચ્યો. તેણે એને એનો હાથ ઝાલીને ઉઠાડ્યો, એને કાંઇ વાગ્યું નહીં હોય એવી શુભેચ્છા બતાવી પાસે એક ખુરશી પડી હતી તે એને બેસવાને આપી અને એની સાથે વાતચિત કરવા માંડી કે તેથી એ પડી ગયાંની વાત વિસરી જાય.

વિવેકી પુરૂષની વર્તણુક જોઇને બધાને પોતાની ચાલ ભૂલ ભરેલી માલમ પડી. પણ ફરી પાછો બીજે પ્રસંગે એવો બનાવ બન્યો હત તો એ પેલા વિવેકી પુરૂષની વર્તણુક પ્રમાણે વર્તત એમ સંભવતું નથી; કેમકે એમને તેની પેઠે વિવેકીપણું વાપરવાની ટેવ પડી ગઇ નહતી. વિવેકીપણાની ટેવથી વેપારરોજગારની બાબતમાં પણ ફાયદો થાયછે એ વાત અજાણી નથી.

આજ કાલ છોકરાઓમાં વિવેક ઓછો જોવામાં આવેછે. આજથી ૨૦-૨૫ વર્ષ ઉપર છોકરાંની આદતો હાલનાં કરતાં કેવળ જુદીજ રીતે બંધાતી હતી. એ સમયે માબાપ અને છોકરાં વચ્ચે જે પ્રતિષ્ઠાનું અંતર જોવામાં આવતું હતું તે હાલ નથી. પોતાનાં બાળપણની અને પોતાની યુવાવસ્થાની સ્થિતિમાં તમને પોતાનાં માબાપનો આધાર હતો એવું તમને સારીપેઠે બતાવીને પોતાનાં મા બાપનું હેતયુકત માન તમણે રાખવું જોઇએ એવો સુબોધ તમને થતો હતો. તે વખતે માબાપ છોકરાંનાં એવાં વખાણ કરતાં નહીં કે ભાઇ તો ગણિતમાં ભલભલાના કાન પકડાવે એવા છે, કે આખો દિવસ વાંચ વાંચ અને લખ લખ કર્યા કરે છે કે બોલવા ચાલવામાં બાબડહાર છે. પણ હમણાં તો આપણા નાના નાના ગણિતશાસ્ત્રીઓ, નાના નાના ઇતિહાસ કર્ત્તાઓ, નાના નાના સુભાષિત ભાષણ કર્ત્તાઓ વિગેરે હોય છે. પરિણામે એ વિદ્વાન છોકરાં બ્હાર

પડે છે અને ઘણી ગરમ હવાના રોપાની પેઠે વસંત ઋતુનો આરંભ થાય તેની પહેલાં ફાલી ફૂલી નીકળે છે; વૃદ્ધાવસ્થા, યોગ્યતા અને મુરબ્બિપણું એને માટે જે થોડી ઘણી પ્રતિષ્ઠા રહેલી હોય છે તે મીંડે વળે છે; અને જે બાબતમાં માબાપની અને છોકરાંની મરજી સામસામી માલમ પડે એવી દરેક બાબતમાં છોકરાં માબાપ કરતાં વધારે શાણાં અને અધિક સમજણાં દેખાવવા લાગે છે. જેને નાનપણથી પોતાનાં માબાપનું માન ન રાખતાં તેમના ભણી બેદરકારી રાખવા દેવામાં આવેછે તે પુખ્ત ઉમ્મરનો થયા પછી વિવેકી ભાગ્યેજ બને છે. જો વિવેકીપણાના અંકુર નાનપણથીજ બાળકની પ્રકૃતિમાં રોપવામાં ન આવે તો તે આગળ જતાં વિવેકી નિવડે એમ સંભવતું નથી.

ઊંચા પ્રકારના રોજગારના માણસ સભ્ય નથી હોતાં તેનું કારણ શું?—તેઓ પોતાની હુશીઆરીનો ઘણો ફાંકો રાખે છે. તેઓ સભ્યતાને ધિક્કારતા નથી પણ તેની ખરી કિંમત પીછાનતા નથી. કોઇ વકીલ લીધેલો મુકરદમો કોરટમાં સારી રીતે ચલવે છે અને તે સંબંધી છટાદાર ભાષણ કરે છે એટલે લોક તેની વિદ્વત્તાનાં અને તેની શકિતનાં વખાણ કરે છે અને તે પોતાને બીજા બધાથી શ્રેષ્ટ સમજે છે. વૈદ્યોની બાબતમાં પણ એમજ થાય છે; તે અસભ્ય છતાં પોતાનાં કામમાં હુશીયાર હોય છે એટલે તેની અસભ્યતા ઢંકાઇ જાય છે. ધર્મોપદેશક વિલક્ષણ પ્રકૃતિના અને તોછડા હોય છે પણ જ્યાંને તેઓ ભાષણ કરવા ઉભા રહે છે ત્યાં તેમની કેળવાયલી બુદ્ધિ, તેમના સબળ સુવિચાર અને તેમનું કોમળ અને પ્રેમશીલ હૃદય જણાઇ આવે છે એટલે તેમની તોછડાઇનો હીસાબ રહેતો નથી. હવે શું એ ઉપરથી એમ ન સમજવું કે એવા પુરૂષો, પોત

પોતાના વિષય સંબંધી સારાસાર સમજવામાં બહુ ચીવટ-વાળા હોય છે એટલે વિવેકીપણાંના નમુના જેવા છે ? બેશક નહીં. એ બાબતનો ઝીણો વિચાર કરી જોતાં તેમાંથી જુદુંજ તાત્પર્ય નીકળે છે. જડ વસ્તુનું દૃષ્ટાંત લઇએ તો પણ અમુક વગર ઓપેલી—ખડબચરી—ચીજ કરતાં તેજ જાતની ઓપેલી—સફાઇદાર—ચીજ વધારે પસંદ પડે છે. તો ઊંચા પ્રકારની બુદ્ધિના અવિવેકી માણસ કરતાં તેવાજ પ્રકારની બુદ્ધિના વિવેકી માણસથી તેના સંબંધનાં માણસ ઉપરવધારે અસર થાય, અને એ રીતે તે વધારે લોક-પ્રિય હોઇને પોતાનું તેમજ તેમનું કાર્ય સરળતા પૂર્વક અને સહેલી રીતે સાધે એમાં શું આશ્ચર્ય ?

કેટલાએક માણસ પોતાને માન મળે એટલા માટે સભ્યતાના નિયમ ઉપર બિલકુલ ધ્યાન આપતા નથી. પરંતુ તેઓ મનુષ્ય સ્વભાવની ખોટી તોલના કરે છે. કોઇ અવિવેકી માણસનાં કરતાં કોઇ વિવેકી પુરૂષ પોતાની મુલાકાત લેવાને આવે તો તેને પોતાને ત્યાં આવકાર દેવામાં અને તેની સાથે વાતચિત કરવામાં કોણ વધારે તત્પર હોતું નથી ! જો તમારે બીજાઓની શુભેચ્છા સંપાદન કરવી હોય અને તેમના રૂડા અભિપ્રાયને લીધે સુકીર્તિ મળવવી હોય તો તમારે જાતે સભ્ય થવું જોઇએ.

કેટલાએક એમ સમજે છે કે સભ્યતા—મર્યાદા—સ્વતંત્ર મનના માણસમાં હોઇ શકે નહીં. એ કેવળ ખોટું છે. જે માણસને સ્વપ્રતિષ્ઠા હોતી નથી અને પોતાને વિષે સંપૂર્ણ વિશ્વાસ હોતો નથી તેજ માણસ બીજાઓ-ની અદેખાઇ કરીને તેમની પાસે જે પોતાને એમનું એમ મળી શકે નહીં તે તગાદાથી માગે છે. એકાદ અહેઓ અને અતડો આદમી આનંદ આપવામાં અતિ અણઘડ

હોય છે અને આનંદ લેવાને ઘણો અયોગ્ય હોય છે એટલે તે હંમેશાં સાદાઈનાં કે સભ્યતાઈનાં કે સ્વતંત્રતીનાં ભારેખમપણાનાં ડોળમાં પોતાનો દુઃસ્વભાવ લોકનાં જાણ્યામાં ન આવે એવું પ્રયત્ન કરે છે. એથી વિરૂદ્ધ જો તમે બીજાની સગવડ તથા પ્રતિષ્ઠા ઉપર નીઘા રાખશો અને સભ્યતાના નિયમ પ્રમાણે વર્તશો તો તમારી પોતાની સ્વતંત્રતાને એથી પુષ્ટિ મળશે.

કેટલાએક વળી એમ ધારે છે કે બ્હારના દેખાવ વિષે બેદરકારી રાખવી અને રીતભાતમાં તોછડાઈ રાખવી એ બુદ્ધિની અને ઊંચા પ્રકારનું મન હોવાની નિશાની છે. જો એ ધારણા ખરીજ હોય તો દુનિયામાં બુદ્ધિમાન અને મહાન પુરૂષની ખોટ રહે નહીં. કોઈ માણસ તોછડી અને કઢંગી રીતભાતનો છતાં મહાન હોઈ શકે ખરો; તેમ હાથી પણ પોતાની સૂંઢ વડે આશ્ચર્યકારક કામ કરી શકે એમ છે. હાથી જેટલી ઝડપથી સોયમાં દોરો પરોવી શકે છે તેટલી ત્વરાથી કોઈ ઘણી ચપળ સુંદરી પણ પોરવી શકે નહીં; પણ જો તે સુંદરી હાથી સાથે સૂંઢની અને હાથની અદલાબદલી કરે તો એમ કરવાથી તેણીનામાં કંઇ સુધારો થાય ખરો ? જો બુદ્ધિને એવી ઢબછબ જોઈતી હોય તો કુદરતની ઘણી મહેનત ઉગરે એમાં કંઇજ સંશય નહીં.

સભ્યતા વિષે હેઠે આપેલી સૂચના લક્ષમાં લેવા લાયક છેઃ—

૧ સભ્યતાને વાસ્તે સુસ્વભાવ અવશ્યનો છે. સુસ્વભાવમાં હમે 'સંભાષણનાં પ્રકરણમાં પાછળ કહી ગયા છીએ તે પ્રમાણે, મજાકઠઠ્ઠાનો કે ઠીઠાંઠોળીનો કે પેટમાં કાતી ને હસતાં મ્હોનો જરાએ સમાવેશ થતો નથી. ખરો સુસ્વભાવ તો અંતરનાં માયાળુપણામાંથી નિપજે છે અને

પ્રસન્ન વદનથી જણાઇ આવે છે.

૦૨. અંતઃકરણ નિખાલસ રાખવાથી સભ્યતાની વૃદ્ધિ થશેઃ—

આપણા ધર્મનું મૂળતત્વજ એ છે કે "આત્મવત્ સર્વ ભૂતેષુ" એ નિયમ પ્રમાણે જેવી વર્તણુક બીજા આપણી સાથે ચલાવે એવું આપણે ઇચ્છિયે તેવી વર્તણુક આપણે બીજા સાથે ચલાવવી જોઇએ; અને એમાંજ વાસ્તવિક સભ્યતા રહેલી છે. એ ઉપરથી જ્યારે તમે કોઇ અસભ્ય માણસને ધર્મિષ્ટપણાનું ભારે ડોળ બતાવતો જુઓ ત્યારે તમે તરત જાણો કે એણે પોતાની મેળે પોતાને ઠગ્યો છે. હવે ક્રૂરતાને માટે પ્રસિદ્ધ થયલા કોઇ માણસ વિષે તમે વિચાર કરવા બેસો તો તમને માલમ પડે કે એની ક્રૂરતાનું મૂળ અસભ્યતા છે; કેમકે મનુષ્ય પ્રતિ અસભ્યતા એ ઇશ્વર પ્રતિ અવગણનાનું કારણ છે. એ રીતે જે માણસ પોતાનાં જાતી-પ્રાણીઓ સાથે યોગ્યતા પૂર્વક અને માયાળુપણે વર્તવા માંડતો નથી તે નિઃશંક પર્યંતે પોતાના સરજનહારની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે. ત્યારે વિવેકી થવાનો સર્વોત્તમ માર્ગ એ છે કે અંતઃકરણ શુદ્ધ રાખી, જેમ તમે પ્રસન્ન થાઓ અને તમને ખેદ ન થાય એવી રીતે વર્તવાને બીજાને તમે ઇચ્છો તેમ, તમારે પ્રત્યેક જણને સુખી કરવા ઉપરજ લક્ષ રાખવો જોઇએ. સભ્યતા સંપાદન કરવાનાં સઘળાં અવશ્યનાં સાધન જેનામાં ન રહેલાં હોય તેનાથી ઝાઝા સમય સુધી એ નિયમને અનુસારે વર્તિ શકાય એમ નથી. એટલા માટે તમારે માયાળુપણું દર્શાવવાનાં કરતાં અંતઃકરણથી માયાળુપણું રાખવા ઉપર વધારે કાળજી લેવી જોઇએ. તમારા સરજનહાર પ્રતિ પ્રીતિ અને પ્રતીતિ, તમારાં પાપ કર્મ વિષે પશ્ચાત્તાપ કરવાની મતિ, અને વધારે

પાપ ન કરવા વિષે નીતિ, રાખવાથી તમે એવી સ્થિતિમાં આવશો કે તમારાથી સભ્ય થયા વિના રહેવાશેજ નહીં.

૩. આનંદની વૃત્તિ સભ્ય થવાને માટે અવશ્યની છેઃ—

કોઇ પણ ઉદાસી અને ક્રોધી માણસ પોતાની જાત શિવાય બીજાં કશાં વિષે વિચાર કરી શકતો નથી. એજ રીતે આજારી માણસ પોતાનાં ઘરમાં જે કોઇ આવે તેનો અવાજ સાંભળીને બીહે છે અને તેને મળવાને નારાજ હોય છે એનું કારણ શું? એનું કારણ એ કે તે સારી પેઠે જાણે છે જે તેણે પોતાનેજ વિષે એટલા બધા વખત થી વિચાર કર્યાં કર્યા છે કે બીજાને ખુશ કરવાને પોતાની પાસે એકે આનંદનો શબ્દ કે ઉચ્ચાર રહ્યો હોય એવું તેને ભાસતું નથી. ત્યારે તમે આનંદી દેખાઓ એટલા માટે તમારામાં ખરેખરી આનંદ વૃત્તિ હોવી જોઇએ; અને તમારામાં ખરેખરી આનંદવૃત્તિ, જ્યારે તમે ક્રોધી સ્વભાવ ના કે માંદા હો ત્યારે, હોઈ શકેજ નહીં. કોઇ માણસની દાઢમાં સણકા મારતા હોય અથવા તે સકત તાવથી પીડાતો હોય તો શું તેનું મન થતી વેદનાને ન ગણકારતાં આનંદની વૃત્તિમાં આવી શકે ખરૂં? તન અને મનનો સંબંધ એટલો તો નિકટનો છે કે એકથી બીજું જુદું છે એમ કહી શકાય નહીં. એટલા માટે જો શરીર આરોગ્ય હોય તોજ મન આનંદી રહે છે. શરીરને આરોગ્ય રાખવાને માટે કાળજી રાખવી જોઇએ, કેમકે જો એમ ન હોયતો સભ્યતામાં જે મુખ્ય હેતુ રહેલો છે તે આપણાથી પાર પાડી શકાય નહીં. જે માણસ જાતે આનંદમાં હોતો નથી તે બીજાને આનંદ આપી શકતોજ નથી અથવા બીજાનાં દુઃખમાં ઘટાડો કરી શકતો નથી.

---

# પ્રકરણ ૮ મું*

## કસરત—ખોરાક—કરકસર.

આ પુસ્તકના પ્રત્યેક વાંચનારને સારી પેઠે માલમ હોવુંજ જોઇએ કે તેની સઘળી આશાનો અને તેના બધા મનોર્થનો આધાર તેની તનદુરસ્તિ ઉપર છે. જો શરીરની શકિતઓ નબળી પડી જાય કે બીગાડ પામે તો મન પણ કમજોરૂં થઇ જઇને અભ્યાસ કરવાને અયોગ્ય થઇ પડે. તમે તમારા તનના બાંધા વિષે બેદરકાર રહીને તેને નબળો પડી જવાદો તો તમારૂં મન, જેમ તૂવરનાં સૂકાંસટ સરકટ થોડીવારમાં મ્હોટો ભડકો કરીને સમી જાય છે તેમ, થોડા સમય સુધી ઘણુંજ ચંચળ દેખાઇને છેકજ મંદ પડી જાય.

બીજા ઉદ્યોગની બાબતમાં જો તનદુરસ્તિ નાદુરસ્ત થઇ જાય તો તે સંભાળ અને કરકસરથી ઘણુંકરીને ઠેકાણે આવેછે; પણ જેનો સઘળો આધાર સદૈવ મનની મ્હેનત ઉપર હોયછે તેને તનની નાદુરસ્તિથી સમયનું તેમજ પૈસાનું ઘણું નુકસાન થાયછે. તમે ગરીબ અવસ્થામાં હો અને સંસાર સંબંધી વિષયમાં સુખી ન હો પણ ઉદ્યોગ અને આક્ષેપથી તમારી સ્થિતિ સુધરે; પરંતુ જો તમારાં શરીરને સુખાકારી ન હોય તો અભ્યાસથી ઊંચી સ્થિતિમાં આવવાની તમે જે આશા રાખતા હો તેનો તો ભંગજ થાય. જો તમારૂં તન આરોગ્ય નહીં હોય તો તમારૂં મન કંઇપણ કાર્ય કરી શકશે નહીં. એટલા માટે યથાશકિત સંભાળથી તમારે તમારા શરીરનાં સંરક્ષણ ઉપર લક્ષ રાખવાનો નિશ્ચય રાખવો.

ઘણીખરી વાર એવું જોવામાં આવેછે કે જેમ જેમ વિદ્યાર્થિને જ્ઞાનનો વધારે વધારે પ્રકાશ થતો જાય છે તેમ તેમ તે જુવાનીના જોમમાં અને અધિક જ્ઞાન સંપાદન કરવાની હોંસમાં તથા પોતાની સઘળી પ્રતિષ્ઠાનો આધાર પોતાના અભ્યાસ ઉપર છે એવી જાણથી, પોતાનું ચિત્ત પુસ્તકમાં પરોવી દેછે અને પોતે જ્યાં સુધી પૂરા જ્ઞાનીની સ્થિતિમાં આવે ત્યાં સુધી અભ્યાસમાંથી લેશમાત્ર ડગવું નહીં એવો નિશ્ચય કરેછે. અભ્યાસમાં મચ્યાં ને મચ્યાં રહેવાથી તેની તબીયતમાં સળો પેસવા માંડેછે તે વિષે એકવાર, બેવાર ને ત્રણવાર ડંકા થાય છે તોપણ તેને તે લખવતો નથી; છેવટે તેનામાં અભ્યાસ કરવાની જરાએ આય રહેતી નથી અને ત્યારે તેને માલમ પડેછે કે તેનાં શરીરમાં અકાળ મૃત્યુનાં બીજ મ્હોટા રોપા રૂપ થઇ પડ્યાંછે. જેમ જેમ પુરૂષ વધારે બુદ્ધિમાન હોયછે તેમ તેમ તેના ઉદ્દેશ વધારે ઊંચા હોયછે અને જેમજેમ તેની આશાઓ વધારે ઊંચી હોયછે તેમ તેમ તે વધારે ભયમાં હોયછે. આગળ જતાં ઘણા સરસ નિવડશે એવી જેને વિષે આશા ધરાવવામાં આવે એવા ઘણાએ જુવાન માણસ એ પ્રમાણે અકાળ કાળને આધીન થાયછે એ ઘણી અપશોચની વાત છે; અને વિશેષ અપશોચકારક તો એ છે જે તેઓ અત્યંત અભ્યાસમાં ગુંથાઇ રહેવાથી પોતાનો જેટલો વિનાશ કરે તેનાં કરતાં વધારે વિનાશ પોતાનાં શરીર તરફ કંઇજ લક્ષ ન રાખવાથી કરેછે. એ તો ખરૂં છે કે જે માણસ પોતાનાં તનની ઝાઝી કાળજી ન રાખતાં અહોનિશ પુષ્કળ અભ્યાસમાં મચ્યો રહેછે તે થોડા સમય સુધી તો ઘણુંજ જ્ઞાન સંપાદન કરતો અને પોતાનાં મનને ઘણીજ ઝડપથી પુષ્ટ કરતો જાય છે

તથા ઘણોજ અક્કલમંત ગણાયછે; પરંતુ તેની સાથે આ પણ અતિ નિશ્ચિત છે કે એવી રીતે અભ્યાસ કરનાર એટલી નોબતે પહોંચ્યા પછી અધિક જ્ઞાનની પ્રાપ્તિ કરવા પામતો નથી અને જો તે કર્મ ધર્મ સંયોગે મૃત્યુના પંઞામાં ઝલાતો નથી તો તે એટલો અશકત થઇ જાયછે કે તેનાથી કશું કરી શકાતું નથી અને તે કંટાળા ભરેલી, હીચકારી તથા નિરૂપયોગી જિંદગાનીનાં દોરડાં ખેંચ્યા રહેછે.

હાલમાં આપણા દેશમાં ઘણીજ થોડી મુદ્દતમાં મનને પુખ્તાઇ ઉપર લાવવાનાં જે પ્રયત્ન કરવામાં આવેછે તે કેવળ અનહિતકારક છેઃ આપણા દેશમાં લોકના થોક પોતાના છોકરાઓને, તેઓ જલદીથી ઘરમાં પૈસો લાવતા થાય એવા ઉદ્દેશથી કેળવણી આપેછે; આપણા દેશમાં વીસ પચ્ચિસ વર્ષની વયના સુમારમાં વકીલમાં, વૈદ્યમાં, હોદ્દેદારમાં, ગ્રંથકારમાં અને સારી રીતે સંસાર વ્યવહાર ચલાવનારમાં ગણાવવું એ એક જાતની હુશીયારી ગણાયછે; અને આપણા દેશમાં જે પચાસ વરસની ઉંમરનો થયો તે જિંદગાનીની કીનાર ઉપર પ્હોંચ્યો હોય એવો થઇ જાય છે. બીજા દેશોમાં અને વિશેષે કરીને યુરોપ અને અમેરીકા ખંડના દેશોમાં એમ નથી. એ દેશોમાં રાજ્યદરબારી તથા વિદ્વાન પુરૂષો છે તેમની બુદ્ધિ જોઇને આખું જગત સાનંદાશ્ચર્ય પામેછે. હવે શું એ લોકોનાં મન યુવાવસ્થામાંજ પરિપૂર્ણપણે પુખ્ત થયાં હશે અને એમની કેળવણી પચ્ચિસે વરસે પૂરી થઇ હશે? ના, ના—એમ નહીંજ. તેમનાં મન ધીમે ધીમે પુખ્ત થયાંછે અને તેમની ન્યાય શકિત, વાંચન, વિચાર, અવલોકન અને વયથી પાકી થયલી છે. ઉપલું લખાણ કરવામાં મારો હેતુ એવોછે કે આપણા દેશના તરૂણ પુરૂષો અંતઃકરણથી એવું સમજે જે

અભ્યાસનું કામ અમુક સમય સુધીનું નથી પણ આખી જિંદગાની લગીનું છે અને એ હેતુને અનુસારે તેઓ ઘણાજ ટુંકા વખતમાં અતિ ગૂઢ જ્ઞાન સંપાદન કરવાનું પ્રયત્ન ન કરતાં દીર્ઘ જીવતરની આશા રાખીને પોતે ઘણાં વરસ સુધી સુધરતા અને પુખ્ત થતા જઇને ઉપયોગી થઇ પડે એવી યુક્તિઓ અને એવા વિચાર યોજી રાખે.

કોઇપણ માણસ પોતાની તનદુરસ્તિને ઇજા પ્હોંચાડ્યા વગર વિદ્યા સંપાદન કરી શકતો નથી. મનુષ્ય ઉદ્યોગી રહેવાને સરજેલું છે. મૃગયાને માટે રાનમાં ભટકતા શિકારીઓ ઘણુંકરીને સકત બાંધાના અને તનદુરસ્ત હોયછે; તેમજ હજારો તોફાનના અનુભવી ખલાસી રાત દિવસ અંગ-મેહેનત કરેછે તેથી તેઓ પણ આરોગ્ય અને મજબૂત હોયછે. સંક્ષેપમાં શરીરને સંબંધે ઉદ્યોગી રહેનારો માણસ, જો તે પોતાનાં ગજાં કરતાં વધારે શ્રમ નથી કરતો તો, ઘણો આરોગ્ય અને બળવાન રહેછે. પરંતુ અભ્યાસની આદતો ઉદ્યોગી અને સ્વાભાવિક હોતી નથી, અને તેમને વારંવાર કુદરતની રીતથી વિરૂદ્ધ વર્તવું પડેછે. મનુષ્યના શ્રમની તોલના કરવામાં માણસ જેવી ભૂલ કરે છે તેવી ભૂલ બીજાં કશાંમાં કરતું નથી. જગતમાં જે શૂરવીરનો રંગ મચાવેછે તે માણસની ધાંધલ ઘણી હોય છે—તે માણસ પોતાની આજુબાજુએ અસંખ્ય સૈન્યને સીધે ધૂળના કોટ ઉભા કરેછે—તે માણસ રાજાઓનાં રાજ્યો ઊધાં મારેછે અને ઉજ્જડ કરેછે—અને તે માણસ અત્યંત સાનંદાશ્ચર્ય ઉપજાવે છે. પરંતુ વિદ્યાના છંદમાં છતે મૂંગે મ્હોએ દુ:ખ સહન કરનારની સાથે સરખાવી જોતાં એ માણસનો વાસ્તવિક શ્રમ કેવો અલ્પ લાગવો જોઇએ? તે પોતાની યોજના ઉપર સઘળો વિશ્વાસ રાખીને રહેછે:

તેને અવાવડ માર્ગે રખડવું પડેછે, દુઃખદાયક રહેઠાણોમાં નિવાસ કરવો પડેછે, ખરાબ ખોરાક ખાવો પડેછે, તાપ–ટાઢ–વરસાદ વેઠવાં પડેછે, અને દિવસોના દિવસો દુઃખમાં કાઢવા પડેછે અને રાતોની રાતો ઉજાગરામાં ગાળવી પડેછે;—પણ એ બધાં શી વિસાતનાં છે? એની યોજના—એની વૃત્તિ—એની નિષ્ઠા—સુવિદ્યા સંપાદન કરી પોતાનાં જાતિ–પ્રાણીઓનું કલ્યાણ કરવામાં અને ઇશ્વરનો મહીમા વધારવામાંજ ઠરી રહી હોયછે તેથી એને શરીરનાં સંકટ, કષ્ટ તથા શ્રમ એની કંઇ દરકાર રહેતી નથી.

આધુનિક સમયનો ઝીણી નજરે ચિતાર જોનારને તરત માલમ પડશે કે આપણા દેશમાં ઘણાએક તરૂણ પુરૂષો અકાળ કાળને આધીન થાયછે તેનાં કેટલાંએક કારણોમાંનું એક કારણ એ છે જે તેઓ થોડા વખતમાં ઘણું કાર્ય કરવા માગેછેઃ તેઓ એમ ધારેછે કે મનને કેળવી તેમાં ઉપયોગી જ્ઞાન ભરી રાખવાનું કામ ૨૫ વર્ષની વય પહેલાં પરિપૂર્ણ કરવું જોઇએ.

તમે નિયમિત કસરત કરવાને તથા શરીરને પુષ્ટિ આપવાને શક્તિમાન થતા નથી તેનાં કારણ નીચે પ્રમાણે છેઃ—

૧. તમને કસરતની જરૂરીયાત લાગતી નથી.

આપણને જ્યારે ઓષધ લેવાની જરૂર પડેછે ત્યારેજ આપણે ઔષધ લઇએ છઇએ અને વિદ્યાભ્યાસ કરનારને તો જાથુની નિયમસર કસરત એજ ઓસડ છે. હમણાં તમે જુવાન, ખુશમીજાજી, ખાવાપીવાની રૂચીવાળા, જોરવાળા, તનદુરસ્ત અને હોંસાલા હો છો એટલે તમને એમ લાગેછે કે "આપણે વળી રોજ કસરત કરવાની ટેવની ખટપટમાં શું કરવા પડવું જોઇએ? રોગી હોય

તે ભલે પરેજી પાળે અને ઓસડ ખાય; આપણે તો ક-સરતની કંઇ જરૂર નથી ને જરૂર પડશે ત્યારે પડશે તેવાં દેવાશે" એ રીતે તમે વિચાર કર્યાં રહોછો એટલામાં રહેતે રહેતે એટલા બધા સપડાઇ જાઓ છો કે કસરતથી તમને કંઇ ફાયદો ન થાય એવી સ્થિતિમાં આવી પડો છો. એ વિષે તમે અનુભવી માણસની સલાહ લેશો તો તે તમને નિઃશંક એમજ કહેશે કે કસરત લેવી કે ન લેવી એ તમારી મરજી ઉપર આધાર રાખતું નથી પણ તમારે ક-સરત લેવીજ જોઇએ અને જો તમે એમ નહીં કરો તો તમારી સઘળી આશા અને તમારા સઘળા મનોર્થ એ સમૂળાં નાશ પામશે.

૨. તમે અભ્યાસમાં એટલા બધા તલ્લીન થઇ જાઓ છો કે તમને વખતની ટાંચ લાગે છે અને તેથી તમે ક-સરત કરી શકતા નથીઃ—

મારે આ પ્રસંગે કહેવું જોઇએ કે જો તમે કસરતની અગત્યતા વિષે વિચાર કરશો તો તેને માટે અનુકુળ સમય રોકવામાં ગફલત ખાશો નહીં. જ્યાને તમે એકવાર નિય-મસર ઉદ્યમયુકત કસરત કરવા માંડી કે પછી તમને ઉલટી કસરત કર્યા વિનાની અણખત લાગશે અને તમે કસરતનો એ સમય સાધશો તેમ અભ્યાસમાં પણ કમિ ખાશો નહીં. એથી તમને ઘણોજ ફાયદો થશે, કેમકે કસરતથી તમારૂં શરીર હલકું રહેશે તેથી તમારૂં મન પણ આસુદં અને આનંદી રહેશે અને તમને અભ્યાસ કરવામાં મુશ્કેલાઇ લા-ગશે નહીં.

૩. અભ્યાસની ટેવોને લીધે તમારાથી શરીરનો શ્રમ થઇ શકતો નથી અને તેથી તમે કસરત કરવામાં ગફલતી કરો છોઃ—

શરીરને બેઠેલ રાખવાથી તે રહેને રહેતે શ્રમ લેવાને અશકત થાય છે એ એટલું બધું પ્રસિદ્ધ છે કે એ વિષે વૈદિક દલીલ બતાવવાની કંઇં જરૂર જણાતી નથી. તમે તમારાં પુસ્તક લઇને એક ઓરડીમાં બેસીને લાગલાગટ એક બે અઠવાડીયાં સુધી વાંચ્યાં કરો અને ફેરો ફેરો નહીં તો તમને ૨-૩ મૈલ ચાલવાનો વિચાર કરતાં એમજ લાગે કે એટલું અંતર ચાલતાં થાકી જવાયા વિના રહેવાય નહીં. શેરાઓ, સાંધાઓ, સંક્ષેપમાં આખું શરીર હાલવા ચાલવાનો વિચાર કરતાં આપણી ઇચ્છાને આધીન થવામાં આનાકાની કરે છે. જેમ જેમ આપણે કસરતની--હરવા ફરવાની—ટેવ મુકતા જઇશું તેમ તેમ આપણામાં અશકિત વધતી જશે; માટે જો આપણે નિયમસર કસરત કરીશું તોજ આપણને શરીરનો શ્રમ કરવાનો મ્હાવરો રહેશે. જેમ તમે મરજીમાં આવે ત્યારે, વખત ગાળવાને માટે, એકાદું વર્તમાનપત્ર કે ચોપાનીયું વાંચો તેમ કસરતની બાબતમાં તમારાથી બનશે નહીં; કેમકે મ્હાવરા વિના જે માણસ કસરત લેવા જાયછે તેને તે, ગુણ કરવાને બદલે, અવગુણ કર્ત્તા થઇ પડે છે, અને એ ઉપરથી તે એમ ધારે છે કે તેને કસરત અનુકુળ નથી. જેમ કોઇ મૂર્ખ માણસ એક પીંછું માથાં તળે રાખીને ખડક ઉપર સુએ અને તે ખડક પોતાને કઠણ લાગે છે એમ ન સમજતાં, સુંવાળાં પીંછાનું બીછાનું તે લોકને નરમ કેમ લાગતું હશે એમ અચંબો પામે તેમ જે માણસ કસરત કરતો નથી તે બીજાને હરતા ફરતા અને ઉદ્યમમાં જોઇને એ લોકો કસરતમાંથી તે શો સાર કાઢતા હશે એવી વિમાસણમાં પડે છે. કસરત ભારે કે હલકી હોય તેનાં પ્રમાણમાં ગમતી કે અણગમતી થઇ પડતી નથી પણ તે નિયમસર કે અનિયમિતપણે કરેવામાં

આવે તેનાં પ્રમાણમાં આનંદકારક કે કંટાળા ભરેલી થઇ પડે છે. એ વાત લક્ષમાં રાખજો અને તમને કસરત કરવી ગમે નહીં તો તેનું એ પણ એક કારણ સમજજો.

હવે કસરત તમને સુખાકારી થાય એટલા માટે તમારે નીચે આપેલા નિયમ પ્રમાણે વર્તવું:—

(અ) કસરત નિયમસર અને નિત્ય કરવી.

કુદરતે આપણામાં ભૂખ મુકી છે તેથી આપણે શરીરનો ક્ષય થતો અટકાવવાને નિત્ય ખોરાક ખાઇએ છઇએ. પરંતુ કસરત વગર ખોરાક પાચન થઇ આપણાં શરીરને પુષ્ટિ કરતો નથી. જેમ તમે ખોરાક ખાવામાં નિયમ રાખો તેમ તમારે કસરત કરવામાં પણ નિયમસર રહેવું જોઇએ. જ્યાં સુધી તમારા પગ સાબીત છે ત્યાં સુધી તમે કસરત કરવામાં કનિ ખાઓ એ બરાબર નથી, કેમકે ફરવા હરવાથી કસરતની ગરજ સારી પેઠે સરે છે.

(બ) કસરત આનંદકારક અને રૂચે એવી જોઇએ.

તમે જે કસરત કરો તે તમને અણગમતી ન હોય એ અતિ અગત્યનું છે. ચાલવું એ સારૂં છે પણ ખરાબ હવાવાળી જગામાં કે પુષ્કળ પથ્થરવાળી જગામાં કે ઘણી રેતીવાળી જગામાં કે ખુંપરાવાળાં ખેતરમાં ચાલવાની જરૂર પડે એ દોહ્યલું થઇ પડે છે. ઘોડે બેસવાની કસરત રાખવી એ ઠીક છે પણ લાકડાંના ઘોડા ઉપર બેસી તેને બીજો માણસ ખેંચે એમાં સાજા સમા માણસને મઝા મળતી નથી.

(ક) કસરત મનને આસુદ કરે એવી હોવી જોઇએ.

જયારે આપણે કમનસીબથી ઘેરાઇ જઇએ ત્યારે માથે પડી આપતિ ધીરજથી સહન કરવામાં જ્ઞાન આપણને મદદ કરે અને ધર્મ આપણને, "ઇશ્વર જે કરે તે સારાંનેજ

"મારૂં" એવી આપણી ચિત્તવૃત્તિ રખાવી, ઝુકી જવા ન દે; પણ જે માણસની તનદુરસ્તિ સારી હોય છે અને જેનાં મનની વૃત્તિ આનંદી હોય છે તેને દુઃખનો હીસાબ જણાતો નથી. આપણે તન તથા મન બન્નેને એવી સ્થિતિમાં રાખવાં જોઈએ કે આપણને આપણી વર્તમાન સ્થિતિ આનંદકારક અને ભવિષ્ય સ્થિતિ નિર્ભય લાગે. જે માણસ પોતાનાં મનને પોતે અભ્યાસ ઉપર બેઠો હોય ત્યાં સુધી વિચારમાં, અને પછી પાછું સ્વતંત્ર, રાખી શકે છે તેને મ્હોટો ખજાનો મળ્યો એમ સમજવું, એવું મન હતું તોજ કારડિનલ ડીરેટ્ઝ નામે પ્રસિદ્ધ પુરૂષ પોતાની આપત્તિ, દુઃખ દીલે ન ધરતાં, હસતે મ્હોએ સહન કરવાને સમર્થ થયો, જ્યારે તે પોતાના કટ્ટામાં કટ્ટા દુશ્મનના હાથમાં સપડાઈ ગયો અને તેને અતિ ભયંકર બંધિશાળામાં નાખવામાં આવ્યો ત્યારે તે પોતાનું દુર્ભાગ્ય તથા પોતાના વેરીનો જુલમ જોઈને હસ્યો. દુઃખકારક કેદખાનાંમાં મિત્ર વગરનો, આનંદ વગરનો, પૂરાં ખાનપાન વગરનો છતાં, તથા એ નાસી ન જાય એટલા માટે જે દુષ્ટ માણસ પ્હેરા ઉપર રાખવામાં આવ્યા હતા તે એને પુષ્કળ પજવતા તે છતાં, તે પોતાનાં મનની સરળતા તથા પોતાનો ખુશમીજાજ રાખી રહ્યો અને તેણે બંધીશાળાના ઉપરીનું જન્મચરિત્ર લખ્યું.

ગરીબ વિદ્યાર્થિને ઘરનું કામ કાજ કે શરીરની મહેનત કરવી પડે તેથી તેણે લજવાવવું નહીં. હિંદુસ્થાનનો બાદશાહ ઔરંગઝેબ ટોપી બનાવવામાં હુશીઆર હતો; ઇસપનીતિ નામે સમર્થ ગ્રંથ ગુંથનાર ઇસપ ગુલામ હતો; રોમનગરનો પ્રસિદ્ધ સરદાર જ્યુલિઅસ સીઝર છાવણીમાં અભ્યાસ કરતો અને પોતાનાં કાગળીયાં એક હાથમાં ઊંચાં રાખીને પાણીમાં તરીને નદીઓ વટાવતો; મહંમુદ ઘરનો કચરો વાળતો

પેટીઓ દહોતો અને પોતાના જોડા તથા પોતાનો સુરવાલ હાથે સાંધતો. એ શિવાય બીજા ઘણા મહાન પુરૂષોએ શરીરની મ્હેનત કરવામાં નાનમ માની નથી. આર્ય પુરાણોક્ત ઇતિહાસમાં પણ એવા ઘણા દાખલાઓ છેઃ કૃષ્ણ, રામ, પાંડવ, હરિશ્ચંદ્ર વિગેરે રાજવંશીઓએ તેમજ ઘણા એક વિદ્વાન ઋષિઓએ અંગ મહેનત કરેલી તેમ ઘણાં કષ્ટ વેઠેલાં એ જગત જાણીતુંછે. જો એ મહાન પુરૂષોને શરીરનાં સંકટ સહન કરવાં પડયાં ન હત તો એઓ મનની મહાનતા દર્શાવી શકત એમ ખાત્રિથી કહેવાઇ શકે નહીં. છેલ્લે કહેવાનું એ કે જે વિદ્યાર્થિ નિયમસર કસરત—શરીરનો શ્રમ—કરતો નથી તે પોતાનું કર્તવ્ય કર્મ કરી શકતો નથી—સ્વાર્થ તથા પરમાર્થ સાધી શકતો નથી; કેમકે એ હેતુ પાર પાડવાને કસરતમાં જે ફાયદા રહેલા છે તે ફાયદા તેને મળતા નથી. કસરતથી શરીરની પુષ્ટિ; મનની શકિત અને ચિત્તની આનંદવૃત્તિ વધેછે અને એથી જીવતરની વૃદ્ધિ થઇને બીજા જનને સુખી કરવાની શકિત તથા સંધિ મળે છે.

ખોરાકનો ઉપયોગ કરવામાં વિદ્યાર્થિઓ જેટલા અનિયમિત જણાય છે તેટલા બીજા વર્ગના માણસ માલમ પડતા નથી. તેઓ કોઇવાર પોતાનાથી પાચન ન થઇ શકે એટલો કે એવી જાતનો ખોરાક લે છે, વળાએ ક્ષુધાને સંતોખતા નથી, કે વખતે બીજાની દેખાદેખી અમુક જાતના ખોરાકનો ઉપયોગ કરે છે; પણ એ રીત સારી નથી. એથી શરીરમાં સળો પેસે છે, દાકતરનાં બિલ ચુકવવાં પડે છે અને અભ્યાસમાં ભંગાણ પડે છે. એ વિષે થોડીએક સંક્ષિપ્ત સૂચના નીચે પ્રમાણે છેઃ—

૧. ખુલ્લિ હવામાં તમે જે કસરત કરો તેનાં પ્રમાણમાં તમારે ખોરાક લેવો જોઇએ. સકત ટાઢને લીધે કે અરિષ્ટ

તાપને લીધે કે પુષ્કળ વરસાદને લીધે કે આળસને લીધે તમારાથી ખુલ્લિ હવામાં હરાય ફરાય નહીં તો તમારે તમારાથી પાચન થઇ શકે એટલોજ ખોરાક લેવો પણ પેટનો થેલો ઠાંસી ઠાંસીને ભરવો નહીં.

૨. અમુક વખતે નિયમસર ખોરાક લેવાની ટેવ રાખવી.

સઘળા દેશના અને બધી પ્રજાના વૈદ એ ટેવ રાખવાની ભલામણ કરવામાં મળતા આવે છે. એથી રોગનો સંભવ ઘણોજ ઓછો રહે છે.

૩. સાદો ખોરાક ખાવાની ટેવ રાખવી.

જે લોકો સ્વાદેન્દ્રિને વશ થઇ રહે છે તેમનાથી કંઇ પણ મહાન કાર્ય થઇ શકતું નથી. નેપોલિઅન બોનાપાર્ટ પોતાની સંપૂર્ણ ચઢતીના સમયમાં અને સર્વોત્તમ શુરવીરપણાંના આશ્ચર્યજનક અને યશસ્વી ક્રમના અરસામાં મિતાહારી અને ઘણોજ સાદો ખોરાક લેનાર હતો. ખરા વિદ્વાન પુરૂષો કોઇવાર રસના ઇંદ્રિને આધીન થયલા જણાયા નથી.

૪. મદિરા વિગેરે કેફી ચીજથી દૂર રહેવું.

એ વિષે જેને પોતાનાં શરીરનો અને મનનો અને પોતાની સ્થિતિનો સુધારો કરવાની ઇચ્છા છે તેમને કંઇ વિશેષ કહેવાની જરૂર નથી, કેમકે કેફી વસ્તુઓ અવગુણની અને પાપનીજ ખાણ છે એ મુલકે મશહૂર છે.

આ પ્રકરણ સમાપ્ત કરતાં પહેલાં કરકસરની ટેવ રાખવા વિષે બે શબ્દ કહેવા ઉચિત જણાય છે, કેમકે એ એક પ્રકારનો—કંજુસાઇના દુર્ગુણથી નિરાળો—સદ્ગુણ, વિદ્યાર્થિઓ કે જે ઘણું ખરૂં ગરીબ હોય છે અને પૈસા પેદા કરવાની સ્વાભાવિક રીતે ઉમેદ રાખે છે તેમને ઘણો ઉપયોગી છે. તવંગરની દેખાદેખી અને પોતે પૈસાની બાબતમાં ગરીબ છે એવું ન જણાય એટલા માટે વિદ્યાર્થિઓ

ખોટા ખરચ કરવો નહીં; કેમકે તેની ગરીબાઈને લીધે તેને દરશી ઇજા થતી નથી. જ્યારે દોલતે હજારોને પાયમાલ કરેલા જાણવામાં આવ્યા છે ત્યારે ગરીબ સ્થિતિએ થોડાનેજ હરકત આપી હશે એમ માલમ પડયું છે. પૈથાગોરાસ નામે યુનાની ફિલસુફે કહ્યું છે કે "શક્તિ, બુદ્ધિ અને ગરીબાઈ એ એક ઠેકાણે નિવાસ કરે છે;" અને એ વાત ખરી છે; જ્યારે પ્રસિદ્ધ અંગ્રેજ વિદ્વાન જોનસનની મા ગુજરી ગઈ ત્યારે તેની પાસે એને અવલ મંજલ પ્હોંચાડવા જેટલા પૈસા પણ ન હતા તેથી તેને એક અઠવાડીયાંની અંદર સાંજ સાંજનાં બેસીને "રાસેલાસ" નામે ઘણી સરસ અને પુખ્ત વિચારની ભરેલી વાર્તા લખવાની ફરજ પડી. એ શિવાય બીજાં ઘણાં દૃષ્ટાંત છે. એ ઉપરથી જે માણસ પોતાની રહેણી સારી હોવા છતાં—વ્યસન, વ્યભિચાર વિગેરે નઠારી બાબતમાં પૈસો ઉડાવે નહીં એવો હોય તે છતાં—ગરીબ હોય તેણે પોતાની ગરીબાઈથી શરમાવું નહીં. લોકમાં ગરીબ કહેવાઈશું એવી ખોટી બ્હીકથી "ઘરમાં હાંલ્લે હાંલ્લાં લડે ને બ્હાર લાલજી મનીયાર" થઈને ફરવું" અથવા "બ્હાર મીયાં ફૂલફટક ને ઘરમાં બીબી ભૂલ ઝટક" એ કહેવત લાગુ પડાવવી એ મૂર્ખના સરદારની રીત છે અને વિદ્યાર્થિએ તો એથી વિરક્તજ રહેવું જોઈએ. વળી તેણે કરજ કરવાથી અલગ રહેવું જોઈએ, કેમકે સાફ દાનતના માણસને તો કરજનો બોજો રાત દિવસ પીડા કરે છે અને જેમ ખાલી થેલી ઉભી રહી શકતી નથી તેમ કરજદાર માણસ પણ સ્હેનમાં રહી શકતો નથી. હા, જેને લોકોના પૈસા ખીસામાં મુકીને દેવાળું કાઢવાની બદદાનત હોય તે ભલે હયાતીમાં છતાં અને હયાતી પછી ગાળ ખાવાને અને જીવતે તથા મુએ નર્કમાં પડવાને નાંણાં કરજે

કાઢે, પણ જેને આબરૂ વ્હાલી હોય, સુવિદ્યા સંપાદન કરવી હોય, જાતે સુખી થવું હોય અને બીજાંને સુખી કરવાં હોય તેણે તો ખરી જરૂર વિના જુજ કરજ કાઢવું નહીં; અને કદાપિ તેને એ રીતે ઉછીનાં નાણાં લેવાની જરૂર પડે તો તે તેણે પંદર સત્તર ઠેકાણેથી ન લેતાં એક જણ પાસેથી લેવાં કે તેને એક જણનેજ જવાબ દેવાની કાળજી રહે. એવા માણસે પોતાના ખરચનો હીસાબ રાખવો અને તેની ફરી તપાસ કરતાં જે બાબતનો ખરચ તેને જરૂરીયાત વગરનો જણાય તે બાબતનો ખરચ પોતાનાથી ફરી ન થાય એ વિષે તેણે ખૂબ કાળજી રાખવી.

ઉપર આપેલી શિખામણ પ્રત્યેક જણને જિંદગાની સુખી ઉપયોગી થઇ પડે એવી છે માટે તેને અનુસરીને વર્તવું એ વિદ્યાર્થિનો ધર્મ છે.

---

# પ્રકરણ ૯ મું*

## નીતિ અને ધર્મ.

આપણાં જીવતરના ક્રમમાં હજાર તરેહની લાલચો આવી પડે છે અને જો આપણે આપણું અંતઃકરણ નીતિના નિયમથી જાગૃત કરી રાખ્યું હોતું નથી તો આપણે તેમાં ફસાઇ જઇ આપણે હાથે આપણાં સુખનો નાશ કરીએ છીએ.

કદાપિ દરરોજ નહીંતો દર અઠવાડીએ આપણે આળસુ રહેવાને—આપણો સમય અકારથ ગુમાવવાને—લલચાઇએ છીએ. સમયના એવા એવા વિભાગનો જો સારો ઉપયોગ કર્યો હોય તો આપણને બહુ ફાયદો થાય અને એમ

કરવાને માટે આપણે અંતઃકરણને નિયમથી કેળવવું જોઇએ.

આપણે ઘણી ખરીવાર જીભનો ખોટો ઉપયોગ કરવાને લલચાઇએ છીએ. જે મંડળમાં આપણે બેઠા હોઇએ છીએ તે મંડળમાં બીજાં માણસની નિંદા ચાલે છે તેમાં એવા પ્રસંગ આવે છે કે આપણે પણ તેમાં સામેલ થઇ, આપણામાં મનુષ્ય—સ્વભાવની પરીક્ષા કરવાની શકિત છે એવું ડોળ ઘાલી, નિંદા ઉચરીએ છીએ. એ વખતે આપણામાં વિવેકનું કે વાજબીપણાંનું ભાન રહેતું નથી. એ લાલચથી દૂર રહેવાને અંતઃકરણ તીક્ષણ રાખવું જરૂરનું છે.

આપણે વિદ્યાર્થિની સ્થિતિમાં છતાં, કોઇ આપણને કંઇ કહે તો આપણી શેરાઓ જલદીથી ઉસ્કેરાઇ જાય છે, આપણને વિવેક વિસારે પડે છે, અને આપણે મીજાજ જવા દઇને ન બોલવાનું બોલીએ છીએ. એ પ્રસંગે આપણાથી ખુશ મીજાજમાં રહેવાતું નથી તેનું કારણ એ કે આપણે આપણાં અંતઃકરણને કેળવ્યું હોતું નથી.

આપણા જીવનગાળામાં આપણને ઘણા જણ સાથે કામ પડે છે અને આપણે આપણા વ્યવહારમાં ચોખવટ રાખવી જોઇએ. આપણે પ્રતિષ્ઠિત અને પ્રમાણિક થવાને ઇચ્છિએ છીએ; પરંતુ જો આપણું અંતઃકરણ શુધ્ધ અને સારાસાર સમજે એવું નથી હોતું તો આપણે વાસ્તવિક જે મૂલ હોય તે કરતાં ઓછે મૂલે ખરીદી અને વધારે મૂલે વેચાણ કરવાને જુઠાણું વાપરવાને લલચાઇએ છીએ.

લોકની અંદર આપણી શાખ સારી રહે એ આપણને ઘણું ગમે છે. ઘણાએક શાખને માટે મરી મથે છે એ વાજબી છે. પણ આપણે વિષે લોકનો સારો વિચાર હોય તે, આપણે વિષે ઇશ્વરનો સારો વિચાર હોય તેના આગ-

ળ, શી વિસાતનો છે? ઈશ્વર ન્યાયી છે તથા આત્મા અમર છે એવું જે માણસ જાણે છે તે જગતના સારા અભિપ્રાય આગળ ઈશ્વરની પ્રસન્નતા વધારે પસંદ કરેજ એમાં શું આશ્ચર્ય? પણ જો તમારૂં અંતઃકરણ શુદ્ધ, અંકુશમાં રહે એવું અને નિયમિત ન હોય તો તમે ઈશ્વરની પ્રસન્નતા કદિ સંપાદન કરી શકો નહીં; તમે એના ન્યાયનો તાપ સહી શકો નહીં અને એની દયાને પાત્ર ઠરો નહીં.

આપણે અવગુણના ભર્યા પ્રાણી છઈએ અને આપણે માટે શાણપણનો માર્ગ એજ છે કે આપણે જે પાપ કર્મ કરવાને લલચાઈએ તે હરેક ઉપાયે ન થાય એવાં પ્રયત્ન કરવાં જોઈએ એટલુંજ નહીં પણ તેમનાથી બનતી કોશીશ કરીને દૂરજ રહેવું જોઈએ. આપણે કંઈ ઊંચાં કાર્યને અર્થે પ્રવાસ કરવા નિકળીએ અને માર્ગમાં ચોરનો ભય હોય તો આપણે તેમની ચુંગલમાં ફસાઈ પડીએ નહીં એ બાબે કાળજી રાખી સાથે ભોમીઆ, વળાવા વિગેરે રાખીએ એટલુંજ નહીં પણ તેઓની ને આપણી રસ્તામાં ભેટંભેટા એ થાય નહીં એ વિષે સાવધાની રાખીએ. કેટલીએક લાલચો એવી છે કે તેમાં માણસ નામ ધરાવનાર ઘેરાયા વિના રહેતો નથી. ત્યારે નીતિસંબંધી સુધારાને માટે અવશ્યની વાત એ છે કે પ્રત્યેક જણે એવી લાલચોમાંથી હેમ ક્ષેમ બહાર નીકળી આવવાને ખૂબ સાવધાની રાખવી જોઈએ.

કેટલાએક આસામીઓ એવા હોય છે કે તેમની સાથે એક ઘડીનો પણ સહવાસ કર્યાથી આપણા પ્રતિષ્ઠાના વિચારને અને આપણાં અંતઃકરણની પવિત્રતાને હાનિ પ્હોંચ્યા વિના રહેતી નથી. તેમની સંગતિ કેટલીએક રીતે મોહકારક હોય છે, તેમની વાતચિત ચિત્તાકર્ષક હોય

છે પણ તેમાં એક જાતનું ગુપ્ત વિષ હોય છે તે આપણી નીતિની લાગણીનો ધીમેધીમે નાશ કરે છે. એવાં માણસની સોબતમાં બિલકુલ ન રહેવું એજ સહુથી સરસ છે.

દિવસમાં અમુક સમયે અથવા અમુક સ્થિતિમાં તમારાં મનમાં હલકા અને માઠા વિચાર આવે છે. એ વીચાર જ્યારે તમે એકલા હો છો ત્યારે કે અમુક વિષય ઉપર વાતચિત કરતા હો છો ત્યારે કે તમારાં સ્મરણમાં કંઇ વાત આવે છે ત્યારે તમારાં મગજમાં ઘોળાયાં કરે છે. એમનાથી દૂર રહેવાને સર્વોત્તમ માર્ગ એ છે કે તમારે તે ઘડી અથવા તે સ્થિતિ કંઇ ઉપયોગી ઉદ્યોગમાં વટાવી દેવી જોઇએ.

એમ ધારો કે તમે નીતિમાન થવાનાં પ્રયત્ન કરતા હો તે અરસામાં તમારા વાંચવામાં પ્રસંગોપાત કંઇ નઠારૂં પુસ્તક આવે. હવે એ ચોપડી તમારા હાથમાં કાંઇ આકસ્મિક કારણથી આવી પડી હોય; તમે તે ઘડી ઘડી વાંચતા ન હો પણ કોઇ કોઇ વાર જોઇ જતા હો, તોપણ એ તમારા સુધારોના માર્ગમાં એક પ્રકારનું નડતર છેઃ જો તમે એ ચોપડી હમણાં ન વાંચો તો તેમાં શું લખેલું છે તેની તમને કોઇવાર જાણ થાય નહીં; પણ એવી એવી ચોપડીઓમાં શું લખેલું છે તે, તમારાથી એ ચોપડીઓ ન વાંચવા વિષે બીજાઓને બોધ થઇ શકે એ હેતુને માટે, તમારે શું જાણવું ન જોઇએ? હું કહુંછું ધસીને ના; કેમકે જો તમે એક વાર પણ એવાં પુસ્તકના મોહમાં પડયા તો તમારૂં ચિત્ત ઠેકાણે ન રહેતાં તમારી નીતિનો નાશ થશે. મોહથી પ્રથમ પતંગિયું દીવાથી છેટે ઉડેછે, પછી નજીક આવતું જાયછે, પછી આસપાસ આંટા મારેછે અને સરવાળે અંદર ઝંપલાવેછે એટલે ફરી નીકળવા પા-

મતું નથી એ વાત તમારાથી જરાએ અજાણી નથી.

તમારામાં કંઇ ને કંઇ ઓણી ઓણી ખામીઓ હોય છેજ. જો તમે યોગ્ય લક્ષ અને અભ્યાસથી તમારી જાત વિષે વિચાર કરો તો એ ખામીઓ તમે જાણી શકો; પણ જો એ જ્ઞાન મેળવવામાં તમને મુશ્કેલી માલમ પડે તો માત્ર તમારે તમારા આડોશીપાડોશીને પુછવું અને એઓ તમને ઘણીએક એવી ખામીઓ બતાવશે કે જે તમારામાં છે એવું તમારા ધારવામાં પણ પહેલાં કોઇવાર નહીં હોય. હવે "જે ગામ ન જવું તેનું નામ પણ શું કરવા લેવું" એવો નિશ્ચય કરીને જો તમે એ ખામીઓનાં કારણથી દૂર નહીં રહો તો તમે તેમને શી રીતે મટાડી શકશો? એમ ધારો કે તમારાં મનનું વલણ સ્વાભાવીક રીતે અવિચાર અને ઉદ્ધતાઇ ભણી હોય તો અવિચારનાં અને ઉદ્ધતાઇનાં કામ તમારાથી ન થાય એટલા માટે આગળથીજ શું તમારે ત્રેવડ કરવી જોઇએ નહીં? જો કોઇ સીપાઇ ઘણોજ તનક મીજાજી અને ઉદ્ધત હોય તો શું તેણે, પોતાનાથી ગુસ્સાનાં જ્હારામાં આવીને કોઇના જાનનું જોખમ ન થાય એટલા માટે, પોતાની તરવાર બ્હાર ખીંટીએ ટંગાવી કરવા જવું જોઇએ નહીં! તમે એવી પ્રકૃતિના હો કે તમારાં વખાણ સાંભળીને ફુલાઇ જાઓ અને તે સમયે તમારાં ચિત્તની વૃત્તિ સમાન ન રહે તથા તમારૂં અપમાન થએથી ઉદ્વેગમાં પડો તો શું તમારે માનના અને અપમાનના પ્રસંગથી દૂરજ રહેવું એ રૂડી વાત નથી? કોઇ માણસ સમજું તો હોય પણ તેને હરામનો પૈસો કમાયા વિના ચેહેન પડતું ન હોય તો શું તેણે બીજાનો સોદો સલુક હોરી લાવવાનું કામ વિગેરે પોતાને માથે લેવું જોઇએ? કોઇ માણસનો મીજાજ ઘણો આકળો હોય તો શું તેણે પોતાની તબીયત ઘણી ગરમ થઇ

જાય એવા પ્રસંગથી છેટેજ રહેવાની કાળજી રાખવી નહિ-
યીએ નહીં? એ રીતે તમારામાં જે પ્રકારની ખામી હોય
તેને મટાડવાનો સર્વોત્તમ ઉપાય એજ છે કે તમારે તે
પ્રસંગથી રહાઇ ચલાવીને દૂરજ રહેવું જોઇએ.

કેટલાએક માણસનો સ્વભાવ નઠારો હોયછે તે છા-
વરવાને એમ કહેવામાં આવેછે કે "ભાઇ, પ્રાણ ને પ્રકૃતિ
તો સાથેજ જાય" એ રીતે આપણા એબનો દોષ કુદરત
ઉપર ભલે મુકવામાં આવે પણ એથી, એ ખામીને લીધે જે
માઠા પરિણામ નિપજેછે તે અટકાવી શકાતા નથી. જ-
ન્મથી કોઇનો સ્વભાવ એટલો બધો સારો હોતો નથી કે
તેને સુધારવાને ધ્યાન અને કેળવણી એ અવશ્યનાં નથી
તેમ જન્મથી કોઇનો સ્વભાવ એટલો બધો નઠારો હોતો
નથી કે તે યોગ્ય ધ્યાન અને કેળવણીથી સુધરે નહીં.
એક જણની તબીયત ઘણીજ ઉતાવળી, ચહીડવાળી, ગરમ
અને તામસી હતી પણ તેને માંદા માણસની અને ભ્રમિષ્ટ
માણસની સંભાળ લેવાનો પ્રસંગ આવ્યા પછી તે એટલો
બધો સુધરી ગયો કે કોઇ વાર કોઇના ઉપર ગુસ્સો કરતો
જોવામાં આવ્યો નહીં. જગપ્રસિદ્ધ યુનાની ફિલસુફ સોક્ર-
ટીસ જન્મથી સ્વભાવે ઘણો આકળો હતો પણ તેણે ક-
સોટીથી પોતાના સ્વભાવ ઉપર એટલો બધો જય મેળવ્યો
હતો કે કંઇ કહ્યાંનીજ વાત નહીં. એક વાર તેની કંકાસી-
પણ સ્ત્રી ઝાનથિપિએ ઘણો કલેશ કરીને એને પુષ્કળ
ગાળો દીધી અને ઘરમાં પુષ્કળ તોફાન મચાવ્યું. સોક્રેટીસથી
એ કલહ સહન થયો નહીં ત્યારે એ પોતાની સ્ત્રીને કંઇ
ન કહેતાં કલેશનું મ્હો કાળું અને અદીઠ કરવાને ઘરમાંથી
બહાર જવા નીકળ્યો. જેવો એ ઘરમાંથી બહાર નીકળવા
જાયછે તેવુંજ એની સ્ત્રીએ જાણીબૂજીને એના ઉપર વા-

ભોંયકુસણ વિગેરે પીપાંનું ગંદું પાણી રેડ્યું. આ પ્રસંગે કોઈ એમ ધારે કે સોક્રીટીસ પોતાની વઢકણી સ્ત્રીને ચોદમું રત્ન બતાવ્યા વગર નહીંજ રહ્યો હોય; પણ, ના, તેણે એમ તો કર્યુંજ નહીં પણ હસીને એટલુંજ કહ્યું કે "વા વંટોળ ને ગર્જનાનાં તોફાન પછી વરસાદ થાય એમાં શું આશ્ચર્ય!" જે માણસે પોતાના સ્વભાવ ઉપર જય મેળવ્યો હોયછે તે જે સુખનો અનુભવ લેછે અને જે સુખ આપી શકેછે તેમાં અને જે માણસે એમ કર્યું નથી હોતું તે જે સુખ લેછે દેછે તેમાં અસમાન ને જમીન જેટલો તફાવત રહેછે. સ્વભાવ ઉપર સત્તા બેસાડવાથી તેમ કરનારા માણસને ફાયદો થાય છે એટલુંજ નહીં પણ તેના સંબંધનાં માણસને એ ફાયદો થાય છે.

જે માણસ આંબા વિગેરે ફળનાં ઝાડ વાવેછે તે તો માત્ર ફળની આશાથીજ વાવેછે પણ તે અને તેના શિવાયના બીજા તેનાં ફળનો અમૃતતુલ્ય સ્વાદ લેછે એટલુંજ નહીં પણ એ વૃક્ષની વિશાળ છાયા વટેમાર્ગુને પણ આસુદાં કરે છે.

કદાપી તમારા સ્વભાવ ઉપર સત્તા બેસાડવાનું તમારૂં પહેલું પ્રયત્ન નિષ્ફળ જાય તો પણ તે ઉપરથી તમારે નાહિમ્મત થઈ જવું નહીં. એ બાબતમાં આગ્રહયુક્ત શ્રમ કરવાથી જય મળ્યા વિના રહેશેજ નહીં. સ્વભાવ અંકુશમાં રાખવાની સત્તા એ મહાન તેમજ સાધુ પુરૂષનું એક લક્ષણ છે. એકવાર કોઈ તનક મીજાજી જુવાન માણસે કોઈ ઠરેલ સુજનને કંઈ કારણસર પોતાની સાથે લડવાનું કહ્યું. જ્યારે બીજાએ પ્હેલાનું કહેવું ન માન્યું ત્યારે એ તેનાં મ્હો ઉપર ઘણા જણની સમક્ષ થુંક્યો. પેલા ઠરેલ માણસે પોતાના રૂમાલવડે થુંક લુછી

નાખ્યું અને કહ્યું "અરે જુવાનીઆ, જેટલી સ્હેલાઈથી મેં મારાં મ્હોને સાફ કીધું તેટલી સ્હેલાઈથી જો હું તારૂં લોહી મારા અંતઃકરણમાંથી લુછી નાખ્યું એમ હોયતો હું આ ક્ષણે તને નહીં સરખો કરૂં એવું મને મન થાય છે".

વિદ્યાર્થિની તંતુઓ ઉપર સ્હેજ સ્હેજ વાતમાં અસર થાય છે. એટલે તેનો સ્વભાવ ચ્હીડીયો થઇ જાય છે. પણ એવી વૃત્તિને પેસી પડી જવા દેવાથી તેની વર્તમાન શાન્તિમાં ભંગાણ પડે છે એટલુંજ નહીં પણ એને જે જે માણસ સાથે સંબંધ હોય છે તેમનાં મનમાં એને વિષે હલકો વિચાર આવે છે, એને અકાળ જરા આવે છે અને એનાથી સ્વાર્થ તથા પરમાર્થ ઉપર બિલકુલ લક્ષ અપાતો નથી.

કેટલીએકવાર તમારે એકલાં રહેવું પડેજ એવા પ્રસંગ આવશે. એવે પ્રસંગે તમારે બે પ્રકારની સાવધાની રાખવી પડશેઃ—૧ તો એકે તમારે તમારા વિચારને ભટકવા ન દેવાની કાળજી રાખવી પડશે; અને ૨ જી એ જે તેમને નઠારી બાબતમાં ભટકતા રોકવાની સાવચેતી રાખવી પડશે. એ પ્રમાણે જો તમે નહીં કરો તો કેટલીએક નિરર્થક અને સ્વપ્નવત્ વાતો તમે નહીં જાણો તેમ તમારાં મનમાં ધુસી જશે અને પછી તમારૂં ચિત્ત ભ્રમિત થઇ જશે. એમ થતું અટકાવવાને તમે થોડાએક વખત ઉપર જે જ્ઞાન અભ્યાસથી, સંભાષણથી કે વાંચનથી મળ્યું હોય તે જ્ઞાન ફરીથી તપાસી જોવાની તમારે ટેવ પાડવી જોઇએ. પ્રથમ જે કિંમતી વાત તમે વાંચી કે સાંભળી હોય તે તમારે યાદ આણવી, પછી તેની વર્ગણી કરવી અને ત્યારબાદ તે કેવી રીતે અને કેવે પ્રસંગે ઉપયોગમાં લેવી તે વિષે વિચાર કરવો. એ રીત કરવાની ટેવ પાડવાથી ત-

મારી સ્મરણ શકિતમાં અને ન્યાય શકિતમાં ઘણો સુધારો થતો જશે.

એકાન્તમાં બેસીને શેખચલ્લિના જેવા મનસુબા કરવાનો અભ્યાસ પાડવાથી કેવા ગેરફાયદા થાય છે તે આપણે પાછળ કહી ગયા છઇએ વાસ્તે એ બાબતમાં તમારે બહુ સાવધ રહેવું જોઇએ. પરંતુ એકાન્તમાં રહેવાની સંધિઓ મળે તેનો ઉપયોગ કરી લેવાથી ઘણો લાભ થાય છે.

એકાન્તમાં બેસીને વિચાર કરવાથી મનની વૃત્તિઓ સ્થિર થાય છે અને એમ થવાથી ન્યાયશકિત અવિકારી અને રૂડી બને છે. ભવિષ્યકાળનો મ્હોટો લ્હો તમારી કલ્પના દૃષ્ટિ આગળ દેખા દેછે તેમાં આશા, નિરાશા, ઉદાસી, સુખ, દુઃખ ઘસડાયાં જાય છે. હવે જે માણસ આગળ જતાં તોફાન આવી પડશે એવી કાળજી રાખી તે વિષે વિચાર નથી કરતો તે જ્યારે એ તોફાન આવી પડે ત્યારે તેમાં ટકી રહેવાને તૈયારી કરી રાખતો નથી. એ ઉપરથી મ્હારાં કહેવાનો ભાવાર્થ એવો ન સમજવો કે તમારે કલ્પિત આપત્તિનો વિચાર કરીને તે તમારા ઉપર આવી પડવાનીજ એવી વિમાસણમાં અને ચિંતામાં પડી જે આપત્તિ વાસ્તવિક રીતે કદિ આવે નહીં તેના ભયથી ત્રાસ્યાં ને ત્રાસ્યાં રહેવું, પરંતુ મ્હારૂં કહેવું એવું છે કે જે અવિચારી માણસ પોતાની જાત વિષે એકાતમાં બેસી ઠરી ઠામ થઇ ને વિચાર કરતો નથી તે પોતાને માથે આવી પડતાં દુઃખ 'પ્રભુ કરે તે સારાંને માટે' એવી સંતોષ વૃત્તિથી સહન કરવાને સમર્થ થતો નથી. એ શિવાય જે માણસ પોતાને વિષે શાન્તપણે એકાન્તમાં વિચાર કરતો નથી તે પોતાના દોષ જાણી શકતો નથી અને તેને લીધે બીજાનામાં દોષ માલમ પડેતો તેને વિષે ક્ષમા આણી શકતો નથી. એ

રીતે તે કઠણ અંતઃકરણનો અને નિંદાખોર થાય છે; પરંતુ જેને ઠરેલપણે પોતાને વિષે એકાન્તમાં વિચાર કરવાની ટેવ હોય છે તેને પોતાના ગુણ અવગુણની એટલી બધી જાણ થાય છે કે તે બીજાઓની ખામી ભણી કોમળ દૃષ્ટિ રાખે છે. તમારી પોતાની વર્તણૂક વિષે વિચાર કરતાં તમને તમારામાં જે જે ખામી અને અવગુણ માલમ પડે તે તે ખામી અને અવગુણથી દૂર રહેવાનો જો તમે નિશ્ચય નહીં કરો તો એ પ્રમાણે વિચાર કરવાથી તમને કંઇજ ફાયદો થશે નહીં.

તમારા પોતાના ગુણ દોષની તોલના કરવાનું સર્વોત્તમ ધોરણ એ છે કે તમને જેમની સંગતિમાં રહેવાની ઘણી ઇચ્છા થતી હોય તેમની પ્રકૃતિની તમારે પરીક્ષા કરવી. તેઓ તમારા આર્જવ કરે એ તમને ઘણું પસંદ પડે છે; પણ જેઓ તમારી ખુશામત કરતા હોય તેમનાથી નીતિ સંબંધી કોઇ પણ બાબતમાં અઢીયાતા ઠરશો નહીં. એ પ્રમાણે તમે તમારાં અંતઃકરણની સ્થિતિ બરાબર જાણી શકશો, અને અવકાશના અવસરમાં એકાન્તમાં બેસીને તે સુધારવાની યોજના કરવી એ તમારી ફરજ છે.

જ્યારે તમે એકલા હો ત્યારે તમને તમારા વિચાર ઉપર ધ્યાન આપવાથી જે વસ્તુનું ભાન થઇ શકે છે તે વસ્તુનું ભાન તમને બીજી કોઇ સ્થિતિમાં થઇ શકતું નથી. ઇશ્વરની અકળ કળાનું ચોખ્ખું અને ખરૂં જ્ઞાન એ સ્થિતિમાંજ થાયછે. એકાન્ત મનન શિવાય વાંચનથી કે બોધથી કે સંભાષણથી એ મહાન વિષય સંબંધી સ્પષ્ટ વિચાર તમારા અનુભવમાં આવશે નહીં. ન્હાનપણથી આપણે ઇશ્વરના ગુણ વિષે થતી વાતો સાંભળીએ છઇએ પણ જ્યાં સુધી આપણે તે વિષે એકાન્તમાં બેસી સ્વસ્થ તથા શાન્ત થઇ વિચાર નથી કરતા ત્યાં સુધી આપણને તેનું સત્ય ભાન થતું નથી.

આપણું જીવતર રૂપી મુસાફરી, અડચણ, અટકાવ,

આશા ભંગ, અને ઉદાસિ એથી ભરપૂર છે. બીજી રીતે કહીયે તો ઇશ્વરની આપણા પ્રતિ સઘળી વ્યવસ્થા આપણને નીતિ સંબંધી કસોટી ઉપર ચઢાવવાની છે. પરમકૃપાળુ પરમેશ્વરની અપાર દયાનો વિચાર આપણે બીજી એકે ધારણાથી પામી શકીએ નહીં તેમ જે સ્થિતિમાં આપણે હોઇએ અથવા આવીએ તે સ્થિતિનાં સુખ દુઃખ સરળ ચિત્તથી ભોગવવાને આપણે શકિતમાન થઇએ નહીં. આફ્રિકાનાં ઉજાડ અને વેરાન મેદાનમાં પોતાની સ્થિતિ અને લાગણી કેવી હતી તે વિષેનું વર્ણન મંગોપાર્ક નામે મુસાફરે આપ્યુંછે તે ઘણું અસરકારક અને બોધકારક છે. મેં જે જે દિશાભણી દૃષ્ટિ કરી તે તે દિશામાં મને ભય અને મુશીબત શિવાય બીજું કશું દેખાયું નહીં. હું ઉઘાડો અને એકલો વરસાદ પાણીની ભરમોસમની અંદર જંગલી જાનવર અને એથીએ અધિક જંગલી માણસની વચમાં એક વિસ્તીર્ણ અને વેરાન મેદાનમાં હતો અને સુધરેલા યુરોપીઅન લોકનું ત્યાંથી નજીકમાં નજીકનું સંસ્થાન આશરે ૫૦૦ મૈલ દૂર હતું. એ બધા વિચાર મારાં મનમાં એકદમ ધસી આવ્યા અને હું છેકજ નિરાશ અને નાહિમ્મત થઇ ગયો હોઉં એમાં શું આશ્ચર્ય? મને એવો વિચાર આવ્યો કે હવે મારી આવી બનવાની અને મારે લાંબાં થઇને સુવું તથા મારા દેવને આધીન થવું એજ ઉપાય મારા હાથમાં રહ્યો છે. પણ તનની અને મનની એવી કઠાવઠીની દશામાં ધર્મના સુવિચારે આડે આવીને મને મદદ કીધી તથા પુષ્ટિ આપી. મેં વિચાર કર્યો તો મને માલમ પડયું કે મેં ગમે તેટલું શાણપણ વાપર્યું હોત કે ગમે તેટલી દીર્ઘ દૃષ્ટિ રાખી હોત તો પણ હું જે આપત્તિમાં ફસાઇ ગયો હતો તેમાં આવી પડયા વિના રહેત નહીં. હું પરદેશમાં પરદેશી હતો ખરો પણ મારા ઉપર અનાથના નાથની રક્ષક દૃષ્ટિ હતી. એવા વિચાર મારાં મનમાં થયા કરતા હતા એવામાં મારી દૃષ્ટિ આસપાસ ઉગેલી લીલી કુંજાર સુંદર વનસ્પતિ ઉપર પડી. આ પ્રસંગે એ

વાત જણાવવાનું કારણ આ કે કેટલીએક વાર ઘણીજ ના-
જીવી વાતમાંથી મનને બહુ સમાધાની મળે છે; કેમકે એ
વનસ્પતિનો આખો છોડવો મારી આંગળીનાં ટેરવાં કરતાં
મ્હોટો ન હતો તે છતાં તેની સુંદરતા જોઇને હું સાનંદાશ્ચર્ય
પામ્યા વિના રહ્યો નહીં. મારાં મનમાં વિચાર આવ્યો કે જે
સર્વ શકિતમાન પ્રાણીએ એ નાની સરખી વનસ્પતિને સૃષ્ટિના
એક અપ્રસિદ્ધ ભાગમાં રોપી તેમાં પાણી સીંચ્યું અને તેને
સંપૂર્ણતાએ આણી તે શું એક માનવનાં દુઃખની દાદ નહીં
લેતો હોય? લેજ એમાં કંઇ સંશય નહીં. એવા એવા વિ-
ચારને લીધે હું નિરાશ થવા પામ્યો નહીં. હું ઉઠીને ઉભો
થયો અને ભુખ, તરસ તથા થાકને ન ગણકારતાં દુઃખમાંથી
સત્વર મુકત થઇશજ એવી ખાત્રિથી મેં આગળ ચાલવા
માંડયું; અને મેં જે આશા બાંધી તે નિષ્ફળ ગઇ નહીં."

દુઃખિનું દુઃખ દીલ ધારી તેની દાઝ જાણનાર એવા
દયાળુ ઇશ્વરની પ્રાર્થના કરવાનો પ્રત્યેક માણસે નિત્યનિયમ
રાખવો એ તેની ફરજ છે એટલુંજ નહીં પણ એમાં
એનો સ્વાર્થ એ રહેલો છે, અને એ સર્વ-શકિતમાને
સૃષ્ટિની રચના એટલાં બધાં ડહાપણથી કરી છે કે મા-
ણસ રૂડાં સાધનવડે સ્વાર્થ સાધવા જાય છે તેમાં તેનાથી
સહજ પરમાર્થ પણ સધાય છે. સુકાળના સમયમાં અ-
નાજના વેપારીઓ પોતાને આગળ જતાં ફાયદો થાય
એવીજ અને એટલીજ દાનતથી ધાન્યનો સંગ્રહ કરી
રાખે છે પણ તેથી દુકાળના વખતમાં લોકની તંગી જ-
ળવાય છે. પ્રવાસનાં સંકટ, મરકીની ધાસ્તિ, સમુદ્રનાં તો-
ફાનની બીક, ધરતીકંપનો ભય, અને દેહ ઉપર દુઃખ આવી
પડે એવાં બીજાં વિઘ્ન, એના વખતમાં ઇશ્વરની સહાયતા
અને એનું સંરક્ષણ માગવામાં પોતાની નાનમ કે નિર્બળતા
રહેલી છે એવું કોઇ પણ માણસ માનતું નથી; પરંતુ જ્યારે
પોતે અભ્યાસ કરવા બેસે, જ્યારે પોતાનું મન હજારો
આડે રસ્તે જવાને લલચાય, જ્યારે પોતે પોતાના વિચાર,

પોતાના મત, પોતાની રીતભાત, પોતાની આદત, પોતા-
ની યોજના—સંક્ષેપમાં પોતાની બધી વર્તણુક—એટાં
કામ કરવા ભણી વાળવાને પાત્ર હોય, ત્યારે પોતાને પ્રાર્થ-
ના કરવાના કંઇ જરૂર નથી એવું કેટલા બધા સમજે છે!
ઘણાખરા સમજુ, મહા સમર્થ, વિદ્વાનોને પણ પોતાના અ
ભ્યાસમાં કે પોતાની ગ્રંથ-રચનામાં સહાયતાની એટલી
બધી જરૂરીયાત લાગેલી કે તેમણે અભ્યાસને કે ગ્રંથને
આરમ્ભે પરમેશ્વરની સ્તુતિ કરી તેની સહાયતા માગેલી છે.
ઇશ્વર ઉપર પોતાનો ખરો આધાર છે, મન સ્થિર રહેવું
ઘણું કઠણ છે, અને મન શુદ્ધ હોવું તથા મનની શકિતઓ
તેમની સંપૂર્ણ સ્થિતિમાં હોવી એ ઘણું અગત્યનું છે એવું
જે વિદ્યાર્થિ બરાબર સમજતો હશે તેને એમ લાગશે નહીં
કે નિત્ય પ્રાર્થનાનો નિયમ રાખ્યા વિના તે પોતાનો ધર્મ
યથાર્થ બજાવી શકવાને સમર્થ થશે.

હમે જાણીએ છઇએ કે ઘણાએક લોક, જ્યારે તેમ-
ને પ્રાર્થના કરવાની ટેવ રાખવાનું કહેવામાં આવે છે ત્યારે
એવું બતાવે છે કે તેમનો સમય અભ્યાસમાં કે બીજાં જ-
રૂરીયાતનાં કામકાજમાં એટલો બધો રોકાય છે જે તેમને
પ્રાર્થના કરવાની ફુરસદ મળતી નથી અથવા પ્રાર્થના કરવાનું
મન થતું નથી. એ વિષે હમારૂં કહેવું એવું છે કે પ્રાર્થના
કરવાનો નિયમ રાખવાથી તમારા અભ્યાસમાં કોઇ રીતનું
ભંગાણ નહીં પડે એટલુંજ નહીં પણ તમારૂં મન શાન્ત,
સ્વસ્થ અને તાજું રહેશે. પ્રાર્થના સહિત અને પ્રાર્થના ર-
હિત અભ્યાસ કરવાની રીતિનો ઉપયોગ કર્યો હોય એવા
કોઇ અનુભવિ વિદ્વાનને પુછી જોશો તો તે તમને તરત ક-
હેશે કે પહેલી રીત કરતાં બીજી રીત પ્રમાણે અભ્યાસ ક-
રવાથી તેને ઘણો ફાયદો થાય છે, અને જેઓ પ્રાર્થના કર-
વાની ટેવ રાખે છે તેમને મનની સમાધાનીનું મોહોટું સુખ
પ્રાપ્ત થવાથી અખંડ આનંદનો અનુભવ થાય છે.

સંપૂર્ણ.